આ પુસ્તક નીચેને ઠેકાણેથી મળશે

આફ્રિકામાં

૧. નાનજી કાળીદાસ મહેતા.
યુગાંડા શુગર ફેક્ટરી,
પો. બો. ન. ૧ લુગાઝી.

૨. હોઇમા કોટન કંપની લીમીટેડ,
કંપાલા.

૩. કેન્યા ડેલી મેલની ઓફીસ,
મોંબાસા.

હિન્દુસ્તાનમાં

૧. મેસર્સ. આર. આર. શેઠની કું.
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, ૨.

૨. "લોહાણા હિતેચ્છુ" પત્રની ઑફીસ,
રાજકોટ-(કાઠિયાવાડ)

૩. મહારાણા મિલ્સ લીમીટેડ,
પોરબંદર.

૪. રાણુ પરમાનંદ ઠક્કર
રાણપુર. (B. S. Ry.)

# નિવેદન

યુરોપનો પ્રવાસ કરનારાઓની સખ્યા આજકાલ એટલી મોટી થઇ ગઇ છે કે હવે તેમા કશુ સાહસ કે મહત્ત્વ રહેતું નથી. થોડા વરસો પહેલા જ્યારે રૂઢિચુસ્ત જ્ઞાતિઓ વિલાયત જઇ આવનારાઓનો બહિષ્કાર કરતી અને સુધારક સમાજ તેનાઓનુ બહુમાન કરતો ત્યારે, અને યુરોપનો પ્રવાસ કરનારાઓની સખ્યા આપણા દેશમા અને ખાસ કરીને આપણા પ્રાતમા ઘણી જૂજ હતી ત્યારે એમા કંઇક નવીનતા, વિશિષ્ટતા, હિમ્મત અને સાહસ સમાયલા હતાં. અત્યારે તો એમાનુ કશુ જ રહેલુ નથી

ઉપરાત, યુરોપની મુસાફરી કરી આવેલાઓ પૈકી ઘણાએ મારા પહેલા એ વિશેનાં પુસ્તકો અથવા છાપાઓ કે માસિકોમાં લેખો છપાવી પ્રસિદ્ધ કરેલા છે એમાના ઘણાક પુસ્તકો તો સારા સારા વિદ્વાનો અને કલમબાજોના હાથે લખાયના છે અને ખૂબ વાચવાલાયક તથા રસિક છે એટલે એ રીતે જોતા તો મારાં આ પુસ્તકમા પણ કશી નવીનતા નથી

તો પછી, વાચનારના મનમા કદાચ પ્રશ્ન થશે કે આ પુસ્તક પ્રસિદ્ધ કરવામા મારો હેતુ કેવલ આત્માભિમાનની અને આત્મ-

યુદ્ધની શરૂઆત થઇ. આ યુદ્ધ થવાથી ઘણા છાપખાનાઓ જપ્ત થયા. જેથી આ પુસ્તક પ્રકાશનને આટલો વિલબ થયો તે માટે વાચકવર્ગની તથા સ્નેહી મિત્રોની ક્ષમા ચાહું છુ.

આ નિવેદનમા મારે વાચકવર્ગને જણાવવુ જોઇએ કે હું સાક્ષર નથી, વિદ્વાન નથી. ગામડાની નિશાળમા ત્રણ ચોપડી ભણ્યો છુ. આટલુ શિક્ષણ લઇને ૧૨ વર્ષની નાની ઉમરે હું વહાણમા આફ્રિકાની પહેલી મુસાફરીએ નીકળ્યો. આવુ થોડુ શિક્ષણ લીધેલને સરસ્વતી દેવી સાથે કેટલોક સબધ હોય તે વાચનાર કલ્પી શકશે.

મને નાની ઉંમર હતી, છતા દેશાટનનો ભારે શોખ હતો. અને મારી જીદગીમા ઇશ્વરે મને ઘણા જ દેશો જોવાનો લાભ આપ્યો છે, જેથી હુ તેનો ઉપકાર માનું છુ. દેશાટન કરવાથી મને જેટલુ જાણવાનું મળ્યુ છે તેટલુ જાણવાનુ મને કોઇ પણ કોલેજની ડીગ્રી લેવાથી પણ ન મળત એમ હુ માનુ છુ. મે જે જે દેશો જોયા છે તે ફક્ત જોવા માટે જ નહિ પરતુ ખાસ કરીને વેપારી દષ્ટિબિદુથી જોએલા છે અને આ મુસાફરી પણ મુખ્યત્વે એ હેતુથી જ કરેલી. યુરોપની મુસાફરી કરના તો ઘણા જાય છે, પરતુ ખાસ વેપારી દષ્ટિથી જ જનારા બહુ જ ઓછા હોય છે.

આફ્રિકા તરફની મારી પહેલી સફર દરમ્યાન મે માડાગાસ્કર, ફ્રેંચકોલોની, જોયા. ત્યારબાદ સ્વદેશ ગયો. બીજી મુસાફરી દરમ્યાન જગબાર, કેન્યા, યુગાડા, ટાગાનીકા, સોમાલીલેંડ, બેલ્જીયન કોગો, ઇટાલીયન કોગો તથા સુદાન અને માડાગાસ્કર (ફરીવાર) તથા મોરેશીયસ જોયા. ત્યારબાદ હિન્દુસ્તાન ગયો ત્યારે કાશ્મીરથી કન્યાકુમારી અને દ્વારકાથી આસામ એમ હિન્દુસ્તાનનો ખૂણેખૂણો ફરીફરીને જોયો. હવે તુરતમા જ, ઇશ્વરેચ્છા તો સાઉથ આફ્રિકા અને પોર્ટુગીઝ ઇસ્ટ આફ્રિકા તરફ જવાની ઉમેદ છે.

પ્રશસ્તિની લાગણીઓ ગતોપવવાનો જ છે ? એવો પ્રશ્ન થાય, તો તેના ઉત્તરમા મારે થોડુ કહેવાનુ છે

યુરોપના દરેક પ્રવાસીના પ્રવાસનો હેતુ નીરનીરાળો હોય છે કોઇ વિશ્રામ કરવા માટે જાય છે, કોઇ તદુરસ્તી સુધારવા માટે જાય છે, કોઇ સરકાર તરફથી નીમાઇ, પ્રજાને પૈસે પરિષદો અને કમિશનોમા શોભાના પુતળાં બનવા માટે જાય છે, જ્યારે સાધનસપન અને વ્યવસાય વગરના માણસો—જેમા મુખ્ય તે આપણુ દેશના રાજામહારાજાઓ આવી જાય છે—યુરોપના પાર્થિવ મોજશોખ નિરકુશપણે માણવા માટે જાય છે, અને કેટલાક તો વળી, ઉત્તરાવસ્થામા, ગુમાવેલુ યૌવન પાછુ મેળવવા માટે પણ યુરોપ દોડ્યા જાય છે આમ દરેક પ્રવાસી જુદા જુદા હેતુથી યુરોપનો પ્રવાસ ખેડે છે અને પોતાના હેતુને અનુરૂપ એવી દૃષ્ટિયે ત્યાનુ નિરીક્ષણ કરે છે

એ રીતે, યુરોપનો પ્રવાસ કરવામા મારો પ્રધાન હેતુ ત્યાના વેપાર અને હુન્નર-ઉદ્યોગો નજરે નિહાળવાનો અને ભાગ પોતાના કારખાનાઓ માટે કેટલીક ભારે કીંમતની મશિનરી નજરે જોઇ, તપાસીને ખરીદ કરવાનો હતો એટલે મારા પ્રવાસમા મે યુરોપનુ નિરીક્ષણ માત્ર એક વેપારીની, એક કારખાનાદારની દૃષ્ટિએ જ કરેલુ છે, અને તે સ્વરૂપમા જ આ પુસ્તકમા રજુ કરેલુ છે. મને લાગે છે કે આફ્રિકામા મારી માફક વેપારધંધામા પડેલા મારા અનેક દેશબધુઓને આ પુસ્તકમાથી એ વિષયમા કઇ ને કઇ નવુ જાણવાનુ જરૂર પ્રાપ્ત થશે અને તેથી આ જાતના ઘણા પુસ્તકોમા એક વધુ પુસ્તકનો ઉમેરો કરવા માટે વાચનારાઓની માફી માગવાની મને જરૂર લાગતી નથી

મારી આ મુસાફરીને પુસ્તકના સ્વરૂપમા બહાર પાડવા માટે ઘણા સ્નેહી ભાઇઓના ભાગ ઉપર પત્રો આવેલા અને પેપરોમા પણ સૂચના થએલી આ વૃતાન્તને પુસ્તકનુ સ્વરૂપ આપવા મને પણ વિચાર થએલ પરતુ એવામા હિંદુસ્તાનમા સવિનયભગના

યુદ્ધની શરૂઆત થઇ. આ યુદ્ધ થવાથી ઘણાં છાપખાનાંઓ જપ્ત થયાં. જેથી આ પુસ્તક પ્રકાશનને આટલો વિલંબ થયો તે માટે વાંચકવર્ગની તથા સ્નેહી મિત્રોની ક્ષમા ચાહું છું.

આ નિવેદનમાં મારે વાંચકવર્ગને જણાવવું જોઇએ કે હું સાક્ષર નથી, વિદ્વાન નથી. ગામડાની નિશાળમાં ત્રણ ચોપડી ભણ્યો છું. આટલું શિક્ષણ લઇને ૧૨ વર્ષની નાની ઉંમરે હું વહાણમાં આફ્રિકાની પહેલી મુસાફરીએ નીકળ્યો. આવું થોડું શિક્ષણ લીધેલને સરસ્વતી દેવી સાથે કેટલોક સંબંધ હોય તે વાંચનાર કલ્પી શકશે.

ભલે નાની ઉંમર હતી, છતાં દેશાટનનો ભારે શોખ હતો. અને મારી જીંદગીમાં ઇશ્વરે મને ઘણા જ દેશો જોવાનો લાભ આપ્યો છે, જેથી હું તેનો ઉપકાર માનું છું. દેશાટન કરવાથી મને જેટલું જાણવાનું મળ્યું છે તેટલું જાણવાનુ મને કોઇ પણ કોલેજની ડીગ્રી લેવાથી પણ ન મળત એમ હુ માનુ છું. મે જે જે દેશો જોયા છે તે ફક્ત જોવા માટે જ નહિ પરતુ ખાસ કરીને વેપારી દષ્ટિબિંદુથી જોએલા છે અને આ મુસાફરી પણ મુખ્યત્વે એ હેતુથી જ કરેલી. યુરોપની મુસાફરી કરવા તો ઘણા જાય છે, પરતુ ખાસ વેપારી દષ્ટિથી જ જનારા બહુ જ ઓછા હોય છે.

આફ્રિકા તરફની મારી પહેલી સફર દરમ્યાન મેં માડાગાસ્કર, ફ્રેંચકોલોની, જોયાં. ત્યારબાદ સ્વદેશ ગયો. બીજી મુસાફરી દરમ્યાન જંગબાર, કેન્યા, યુગાંડા, ટાંગાનીકા, સોમાલીલેંડ, બેલ્જીયન કોંગો, ઇટાલીયન કોંગો તથા સુદાન અને માડાગાસ્કર (ફરીવાર) તથા મોરેશીયસ જોયાં. ત્યારબાદ હિન્દુસ્તાન ગયો ત્યારે કાશ્મીરથી કન્યાકુમારી અને દ્વારકાથી આસામ એમ હિન્દુસ્તાનનો ખૂણેખૂણો ફરીફરીને જોયો. હવે તુરતમાં જ, ઇશ્વરેચ્છા તો સાઉથ આફ્રિકા અને પોર્ટુગીઝ ઇસ્ટ આફ્રિકા તરફ જવાની ઉમેદ છે.

દેશાટનથી ફાયદા થાય છે તે કહેવાના શબ્દો નથી. તે માત્ર અનુભવથી અનુભવી જાણી શકે. મનુષ્યના આચાર તથા વિચારમાં ઘણું જ પરિવર્તન થાય છે. મે મારા જીવન દરમ્યાન સુખ અને દુઃખ બન્ને જોયા છે. સુખ તો સહેલાઈથી ભોગવી શકાય છે. પરતુ દુઃખ ભોગવવાને મારામા હિંમત આવી હોય તો તે ફક્ત દેશાટનને લીધે જ.

મારા જીવનનો મોટો ભાગ લોઢાં-લાકડામા, સીમેટ-કોંક્રેટમાં, એંજીનો, બોઇલરો, પંપોમા, રેલ્વેની સડકોમા, કપાસ, રૂ, સાઇસલ, તેલ, ગોળ, ખાંડ, શેરડીમા વ્યતીત થયો છે. મારા જીવનનો એ મુખ્ય વ્યવસાય છે. એટલે યુરોપના પ્રવાસમા મારી નજર હમેશા માગ એ વ્યવસાયને લગતા ક્ષેત્રો તરફ ખેચાયા કરી હોય એ તદ્દન સ્વાભાવિક છે. જે જે દેશો હુ ફર્યો છુ, જે જે મોટાં ન્હાના શહેરો મે નિરખ્યાં છે, ત્યા સર્વત્ર તે તે સ્થળોના વેપાર, હુન્નર-ઉદ્યોગો, ત્યાની ખેતી, અને ત્યાના કારખાનાઓ : એ સહુએ મારૂ પ્રથમ લક્ષ ખેચ્યું છે. અને એ સહુનો ચિતાર અને વર્ણન આ પુસ્તકમાં મે બની તેટલી ચોકસાઇથી અને કાળજીથી આપવાનો પ્રયાસ કર્યો છે.

એ ઉપરાત મારો બીજો હેતુ યુરોપના લોકોની રહેણીકરણી, રીતભાત, વ્યવહારની અને વ્યાપારની કુશળતા, શૌર્ય, સસ્કૃતિ અને સૌજન્ય નજરે નિહાળવાનો પણ હતો. જે વિશિષ્ટ ગુણો વડે ઇંગ્લંડની પ્રજા આજ પૃથ્વીના છઠ્ઠા ભાગ ઉપર સામ્રાજ્ય ભોગવી રહી છે, જર્મનીની પ્રજા વેપાર હુન્નર-ઉદ્યોગોમા જગતમા આટલુ ઉચ્ચ સ્થાન મેળવી રહી છે, અને અન્ય સહુ યુરોપીય રાષ્ટ્રોની પ્રજા પોતાનું સ્વાતંત્ર્ય અને સ્વમાન સાચવી નિરતર પ્રગતિ જ કરતી રહી છે તે સહુ વિશિષ્ટ ગુણોનો પરિચય કરવાની અને અભ્યાસ કરવાની વૃત્તિ એ પણ આ પ્રવાસનો એક હેતુ હતો. એ દૃષ્ટિએ, યુરોપના જે જે રાષ્ટ્રો મે જોયા તે સહુની પ્રજાઓનું, તેમના ઇતિહાસનું, તેમના ઉત્તમ પ્રકારના શિલ્પ-સ્થાપત્યનું, રાષ્ટ્રપ્રેમનું, દેશદાઝનું, અને તેમની ઉચ્ચ સસ્કૃતિ અને સૌજન્યનું,

તેમના મોજશોખ, વિલાસ અને તેમની ખામીઓનું યથાશક્તિ વર્ણન પણ મે આ પુસ્તકમા આપવા પ્રયાસ કર્યો છે.

થોડા વરસો ઉપર આપણા દેશમા એવો પવન ફેલાયો હતો કે પશ્ચિમનુ એટલુ બધુ ઉચુ, સુધરેલુ, શિષ્ટ અને આપણુ એટલુ બધુ જગલી, હલકુ અને ત્યાજ્ય. પરિણામે પશ્ચિમની કેળવણીને રગે રગાતા સહુ જુવાનો ભાષામા, પોષાકમા, રહેણી કરણીમા અને રીતભાતમા પશ્ચિમનુ આધળુ અનુકરણ કરતા શીખી ગયા હતા. ત્યાર પછી એક નવો વિચારપ્રવાહ દાખલ થયો કે પશ્ચિમનું એટલુ બધુ આપણે માટે નકામુ અને તજવા યોગ્ય છે. આ બેઉ પ્રકારની મનોદશા બરાબર નથી. ભારતવર્ષની પ્રાચીન અને અર્વાચીન સસ્કૃતિમા, બેશક, અનેક એવા સુંદર તત્ત્વો છે કે જે આપણે માટે અતિશય ઇષ્ટ છે, સાચવી રાખવા જેવા છે અને ખીલવવા જેવા છે. પરતુ તેની સાથેસાથ યુરોપની સસ્કૃતિ માથી પણ એવા જ સુદર અને ઉચ્ચ તત્વોને માટે આપણા જીવનમા સ્થાન નથી એમ નથી યુરોપની પ્રજાઓ પાસેથી આપણે ઘણુ ઘણુ શીખના જેવુ છે. યુરોપની પ્રજાઓમા જે દૂષણો હોય છે તે આપણે ગ્રહણ ન કરીએ–દૂષણો તો આપણા પોતાનામા કયા ઓછા છે કે બીજેથી લેવા જવા પડે?–આપણે આપણા દૂષણો ત્યાગી શકીએ તો પણ ઘણુ છે. પણ એ પ્રજાઓમા સપ, સ્વમાન, સૌજન્ય, વ્યવહારકૌશલ, શૌર્ય, સાહસ, દેશદાઝ, ચોકસાઇ, નિયમિતતા, પ્રમાદનો કે આળસનો અભાવ, સ્વાશ્રય, ઇત્યાદિ અનેક અતિ ઉચ્ચ લક્ષણો છે, જેનો આપણે ત્યાં અત્યારે બહુ જ અલ્પ અશ માલમ પડે છે. એ બધુ આપણે તેમની પાસેથી શીખીએ અને આચરીએ તો તેમા શરમાવા જેવુ શુ છે? એથી આપણને મુદ્દલ હાનિ નથી, પારાવાર લાભ જ છે.

ભારતવર્ષ એક વાર અતિ સમૃદ્ધ, સસ્કૃત, બલવાન, સુશિક્ષિત દેશ હતો, ભારતવર્ષની પ્રજા દુનિયાની સહુ પ્રજાઓ કરતા બધા વાતે આગળ વધેલી પ્રજા હતી, ભારતવર્ષમા વેદો, શાસ્ત્રો, સ્મૃતિયો

લખાયાં હતાં, એ બધી વાતો કરવામાં, પુરાતન કાળની ભારતવર્ષની મહત્તામા ગર્વ લેવામા અત્યારે કશો અર્થ નથી આપણી વર્તમાન દશા તો એટલી ખરાબ છે કે દુનિયાભરના સુધરેલા ગણાતા દેશોમા આપણુ ક્યાયે સ્થાન નથી. આપણો દેશ અત્યારે નિર્માલ્ય, પરાધીન, અર્ધ-જગલી પોતાનું પોતે સભાળવાને પણ નાલાયક ગણાય છે. અમેરિકન લેખિકા મિસ મેયોએ પોતાના "મધર ઇંડીઆ" નામના પુસ્તકમા આપણા દેશનો જે ચિતાર આપ્યો છે તે વાચીને યુરોપ-અમેરિકાના લોકોમાં તો ભારતવર્ષને માટે એવા જ ખ્યાલ ઉત્પન્ન થાય તેવુ છે કે આ દેશ માત્ર જગલી, અશિક્ષિત, ધર્માંધ અને નિર્માલ્ય પ્રજાનો જ દેશ છે. મિસ મેયોએ પોતાના પુસ્તકમા આપેલી હકીકતો સાવ સાચી છે એ તો આપણે કબુલ કરવુ પડે તેવુ છે. માત્ર વાત એક જ છે કે તેણે આપણી એક જ બાજુ-ખરાબ બાજુ જ-નિહાળી છે, અને આપણને દુનિયાની નજરમા હલકા બતાવવા ખાતર, પ્રચાર અર્થે એ પુસ્તક લખ્યુ છે, અને તેમા નિદાવૃત્તિ જ ભરેલી છે. પરતુ તેની હકીકતો તો ખોટી નથી.

કારણ કે આપણે અત્યારે એ માની બેઠેલી ઉચ્ચતાના અભિમાનમા જ દટાઇ, ચપાઇ રહ્યા છીએ. ભારતવર્ષનો વેદધર્મ જે દુનિયાભરના વિદ્વાનો જગતના શ્રેષ્ટ ધર્મ તરીકે સ્વીકારે છે, તે અત્યારે તો અતિ સકુચિત મતમતાતરોને કારણે માત્ર પરસ્પરમા દ્વેષ, વેર અને ઝઘડા કરવાનું જ સાધન બની રહ્યો છે. આપણી પ્રાચીન વર્ણાશ્રમ વ્યવસ્થા અત્યારે તો હજારો ટુકી ટુકી જ્ઞાતિયોના વાડા અને ગોળના સ્વરૂપમા ફેરવાઇ જઇને આપણી સર્વ પ્રકારની ઉન્નતિને બાધક બની રહી છે. પ્રાચીનતાના સર્વ સારા તત્ત્વો આપણે ખોઇ બેઠા છીએ. અને જે બાકી રહ્યા છે તેનું સ્વરૂપ પણ એવુ વિકૃત કરી બેઠા છીએ કે એ તત્વો આપણને લાભકર્તા થવાને બદલે ઉલટા નુકસાનકર્તા બની રહ્યા છે.

આ દશામાં આપણે અત્યારે આપણી સર્વ પ્રકારની ઉન્નતિ માટે પ્રયાસ કરી રહ્યા છીએ. આપણુ સ્વમાન, સ્વાતંત્ર્ય અને સસ્કૃતિ પાછા પ્રાપ્ત કરવા મથી રહ્યા છીએ. એટલે, યુરોપના દેશોમાથી મને આપણુને ગ્રહણુ કરવા લાયક જે જે દેખાયુ છે તે મે' આમા વર્ણુવ્યુ છે. એવે પ્રસગે આપણા દેશના કુરિવાજો, કુરિતિયો અને અનિષ્ટ તત્ત્વો પ્રત્યે કોઇકોઇ ઠેકાણે મે કડવા શબ્દ-પ્રયોગો કરેલા જણાય તો તે હૃદયની વેદનાના પરિણામે કરેલા છે, નહિ કે કોઇ પ્રકારની તિરસ્કારની લાગણીથી, એટલી હુ મારા વાચનારાઓને ખાતરી આપુ છુ.

મારી આ મુસાફરી દરમ્યાન હુ નરી આખે જોઇ શકયો છુ કે પરતત્ર પ્રજા ઉપર જે "જુલ્મ" છે તે શબ્દનુ પણુ અસ્તિત્વ સ્વતત્ર પ્રજામા નથી. આપણા ભાઇઓની સ્થિતિ સાથે સ્વતત્ર દેશોની સફેદ પ્રજાની સરખામણી કરૂ છુ તો આખમા આસુ આવે છે. આપણા મદ્રાસી ભાઇઓની કગાળ સ્થિતિ નજરે જોવાથી દેહને અગ્નિ લગાડયો હોય તેવી વેદના થાય છે. ત્યાના ભાઇઓની એટલી બધી કગાળ સ્થિતિ છે કે પહેરવાને પુરતા કપડા નથી મળતા. તે તો ઠીક, પરતુ ઉદરપૂરણાર્થે માજવાના વાસણોમાથી પણુ બાકી વધેલા અન્નના દાણા વીણી અને ભાઇ વખતે કોઇ પણુ માણસને ઉનટી થઇ હોય તો તેમાથી દાણા વીણી ખાઇ જાય છે. આથી વધારે અધમ સ્થિતિ કઇ હોઇ શકે?

પૂ. મહાત્માજીએ ઉપર મુજબ સ્થિતિ જોએલી છે અને તે સ્થિતિ સુધારવા માટે જ પોતાની સર્વ શક્તિનુ બળિદાન આપી રહ્યા છે ઇશ્વરે હિન્દુસ્તાનનુ દુ ખ ટીગાડવા માટે એમને જન્મ આપ્યો છે. અત્યાર સુધીની આપણી સ્થિતિ તો ત્રિશકુ જેવી છે. પશ્ચિમની રીતિઓનું અનુકરણુ કરીએ છીએ અને એ અનુકરણુ આધળુ અનુકરણુ છે તેથી ભૂખમરો વધતો જાય છે. આથી આપણા તો બન્ને બગડે છે. આપણા ભાઇઓ તથા બ્હેનોની શારીરિક, માનસિક તથા આર્થિક સ્થિતિ તપાસો અને તેની સાથે દુનિયાના આગળ વધેલા દેશોની પ્રજાની શારીરિક માનસિક અને

આર્થિક સ્થિતિ સરખાવો. સરખામણીથી આપણને માલુમ પડશે કે બધામાં આપણો–હિન્દીઓનો–છેલ્લો નંબર આવે છે.

આપણી ભવિષ્યની પ્રજાને આગળ લાવવી હોય તો ગામેગામ ગુરૂકુલ ખોલાવાં જોઇએ. શ્રી કૃષ્ણ તથા શ્રી રામચંદ્રજીએ અને અનેક મહાપુરૂષોએ કરેલ સ્ત્રી–શક્તિની પૂજા (જેનાં મંદિરો હજુએ મોજુદ છે) ફરી થવી જોઇએ, અને સ્ત્રી–શક્તિની પૂજા માટે પણ ગામેગામ કન્યા ગુરૂકુલો થવાં જોઇએ. તે ન થાય ત્યાં સુધી સ્વતંત્રતા મળે નહિ; અને કદાચ મળે તો ચાલુ જમાનાની જેવી–ડરપોક, બીકણ, માયકાંગલી–પ્રજા તે ટકાવી શકે નહિ. હું તો ઇશ્વર પાસે નિરંતર માગું છું કે જે દેશ સ્વતંત્ર હોય ત્યાં જ ફરીને જન્મ આપજે. પરતંત્ર દેશમાં મનુષ્ય તરીકે જન્મ આપ તેના કરતાં સ્વતંત્ર દેશમાં પશુપક્ષીની યોનિ આપીશ તો સુખ માનીશ.

મેં મારૂં આ પુસ્તક લખ્યું ત્યાર પછી તો દુનિયા આખીમાં ઘણા જ ફેરફાર થયા છે. આ તો ઝડપી જમાનો છે. હજી શુ થવાનું છે તે તો ઇશ્વર જાણે. પણ મને ઇશ્વરી પ્રેરણા થાય છે કે એક જ યોગીના યોગબળથી હિન્દુસ્તાનનો આત્મા આજે જાગ્રત થયો છે, અને એ યોગબળનાં સારાં ફળ ભાગ્યવંતને બહુ જ નજદીકના ભવિષ્યમાં મળશે. મહાભારત સાક્ષી પૂરે છે કે ઋષિ-મુનિઓને વગર વાંકે કેદમાં ધકેલી દેનાર જરાસંધ અને સમર્થ રાજામહારાજાઓને પણ કાળનો ગ્રાસ થવું પડ્યું હતું. ઇશ્વર સમર્થનો પણ સમર્થ છે, સર્વશક્તિમાન છે. તે અન્યાય સાંખી શકતો નથી.

આ પુસ્તકમાં કોઇની નિંદા કે ટીકા કરવાનો મારો લેશમાત્ર ઉદ્દેશ નથી. પ્રવાસ વર્ણનના પુસ્તકોમાં એવી વાતોને માટે અવકાશ હોય જ નહીં. પરંતુ આપણા દેશની અત્યારની દુર્દશા જોઇને વારંવાર મને ઘણુ દુઃખ લાગી આવે છે. યુરોપમાં ફરના

ફરતા, ત્યાંની પ્રજાઓની સાથે આપણા દેશની પ્રજાની સરખામણી કરી જોતાં આ દુઃખ બહુ વધી જતું અને તેને પરિણામે, બળતે હૃદયે, આપણા દેશની દુર્દશા વિશે સ્વાદમાં કડવા પણ બરાબર સમજાય તો ગુણ કરનાર એવા ઔષધ જેવા શબ્દો લખાઇ ગયા છે.

આપણા દેશની હાલની દુર્દશા સર્વાંશે આપણા જ દોષોને લઇને થવા પામી છે એમ મારું કહેવાનું નથી. પરંતુ જેટલે અંશે આપણો પોતાનો દોષ હોય તેટલે અંશે તેનું નિવારણ પણ આપણા જ હાથમાં છે એ તો ચોક્કસ. આપણા ભાઇઓ વેપાર ધંધા કે નોકરી માટે મોટી સંખ્યામાં આફ્રિકાના કેન્યા અને યુગાંડા, ટાંગાનિકા તથા ઝાંઝીબાર વગેરે પ્રદેશોમાં વસે છે. તેમના સહવાસ અને પરિચયમાં મારી જીન્દગીના ત્રણ દસકા ઉપર વખત વીત્યો છે. એમાં હું જોઇ શક્યો છું કે કુસંપ, પ્રમાદ, સાંકડી મનોદશા, ધર્મ પરત્વે સંકુચિત વિચારો, અજ્ઞાન, ઇર્ષ્યા વગેરે જે જે દૂષણોને લઇને આપણી માતૃભૂમિમાં આપણે પછાત પડી રહ્યા છીએ અને હડધૂત થઇ રહ્યા છીએ તે બધા જ દૂષણો પરદેશોમાં પણ આપણે સાથે જ લઇ આવ્યા છીએ અને તેને પરિણામે અહીં પણ આપણે રાજ્યદ્વારી તેમ જ વેપારી ક્ષેત્રોમાં પાછળના પાછળ રહી ગયા છીએ અને દિવસે દિવસે આપણી સ્થિતિ સુધરવાને બદલે ખરાબ થયા કરી છે. આપણા વેપાર રોજગાર ખીલવાને બદલે નબળા પડતા જાય છે; આપણા ભાઇઓને માટે નોકરીના ક્ષેત્રો વધુ ને વધુ સાંકડા બનતા જાય છે કારણ કે આપણામાં સંગઠન નથી, સંપ નથી, એક રાષ્ટ્રની પ્રજા તરીકેને સંયુક્ત જુસ્સો અને સ્વમાન આપણામાં નથી. આ બધી આપણી ખામીઓ છે, અને યુરોપની પ્રજાઓની સાથે જ્યારે આ ખામીઓ સરખાવીએ છીએ ત્યારે ખરેખાત દુઃખ થાય છે.

હિન્દુસ્તાન રાજ્યદ્વારી સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે અત્યારે મરણીયું બનીને લડત ચલાવી રહ્યું છે. સામાજિક ક્ષેત્રોમાં પણ સર્વ પ્રકારની ઉન્નતિ માટે જીવતોડ મહેનત કરી રહ્યું છે. પણ

પરદેશોમા વસતા હિંદીઓમા હજુ પોતાની રાજદ્વારી કે સામાજિક સુધારણા માટે, અથવા પોતાના વેપાર રોજગારની હાલત સુધારવા માટે કશો પ્રયાસ કરવાનું સુઝતું જ નથી. કોઇ પણ પ્રજાની ઉન્નતિ બીજી પ્રજાએ સાધી આપી હોય તેવો ઇતિહાસમા કોઈ દાખલો નથી કે કુદરતના ક્રમમા એવુ બનતુ સભવિત નથી. જે જાતે મથે છે તે જ સફલતા મેળવે છે. યુરોપના દેશોની પ્રજાની સ્થિતિનું વર્ણન કરીને તેમનું દૃષ્ટાંત લઇ, ખાસ કરીને આફ્રિકામા વસતા મારા હિંદી બધુઓ પણ પોતાની સર્વ પ્રકારની ઉન્નતિ અને આબાદી માટે પ્રયાસ કરે, કુસપ અને ઇર્ષ્યા ત્યાગી, એક પ્રજાના અગ તરીકે ઐક્ય સાધે, ધર્મની સકુચિતતા તજી કર્મને પ્રાધાન્ય આપે, વિનાશકારી રૂઢિઓ, વહેમો અને અજ્ઞાનના બધનોમાથી મુક્ત બની જગતની અન્ય સસ્કૃત અને સમૃદ્ધ પ્રજાઓમા પોતાનું ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરે એવી આશા અને ઇચ્છા સહિત આ પુસ્તક મારા દેશભાઇઓની સેવામા રજુ કરૂ છુ.

મારા પ્રવાસ દરમિયાન આ પુસ્તક જુદેજુદે સ્થળેથી કટકે કટકે લખાયલુ છે. જેમ જેમ લખાતું જતું હતું તેમ તેમ પ્રવાસમાથી તે લુગાઝી ખાતેની મારી મુખ્ય ઓફીસે મારા સેક્રેટરી મિ રામુ ઠક્કર ઉપર મોકલાતુ હતુ અને તેને વ્યવસ્થિત સ્વરૂપમાં ગોઠવી, આફ્રિકાના તથા હિંદુસ્તાનના કેટલાક સાપ્તાહિક પત્રો અને માસિકોમા એ ભાઇ છાપવા મોકલી આપતા હતા. એ રીતે કેન્યા ડેલી મેલ, ડેમોક્રેટ, ટાગાન્યીકા ઓપીનીઅન, તથા શારદા, લોહાણા હિતેચ્છુ અને આર્યપ્રકાશ એટલા પત્રોમા આ પુસ્તક કટક કટકે આખુ છપાઇ ચુકેલુ છે એ માટે અત્ર એ સર્વ પત્રોના તત્રીઓનો આભાર માનું છુ. એ લેખો વાચીને સખ્યાબધ મિત્રોએ એક સળગ પુસ્તકાકારે આખુ પ્રવાસવર્ણન પ્રસિદ્ધ કરવાની માગણી કર્યાથી આ પુસ્તક પ્રસિદ્ધ થાય છે તેમા અસલના લખાણોમા ઘણે ઠેકાણે મહત્ત્વના ફેરફારો તથા સુધારાવધારા કરવામા આવ્યા છે અને ચિત્રો મૂકવામા આવ્યા છે,

આ પુસ્તક છપાવવામાં મારો ઉદ્દેશ પૈસા પેદા કરવાનો નથી; અરધ ઉપરાંત પ્રતો સ્નેહી મિત્રોને તથા વિદ્યાર્થબંધુઓને ભેટ આપવામાં જશે, અને બીજી અરધની જે કિંમત ઉપજશે તે ખર્ચ પુરતી થશે.

છેવટે જણાવું છું કે આ પુસ્તકમાં તો ફક્ત સારસાર જ આપેલો છે. મગજમાં તો ઘણુંએ દુઃખ ભર્યું છે, જે ઇશ્વરકૃપા તો મારી બીજા મુલકની મુસાફરીમાં જણાવીશ.

हरिः ॐ शांतिः शांतिः शांतिः ।

યુગાંડા શુગર ફેક્ટરી
લુગાઝી : (ઇસ્ટ આફ્રિકા) નાનજી કાલિદાસ મહેતા
: જુન : ૧૯૩૩

## પ્રકરણ ૧ લું.

## મોંબાસાથી નેપલ્સ

ઈશ્વરકૃપાથી ઘણા વખતથી મનમાં ધારી રાખેલી યુરોપના પ્રવાસની મારી મુરાદ છેવટે બર આવી. તા. ૧લી મે ૧૯૨૯ના રોજ બપોરના સાડાબાર વાગે સ્વજનો તથા મિત્રમંડલની ભલી દુવાઓ સાથે સહુથી છુટો પડી ઇટાલીઅન સ્ટીમર મેઝીનીમાં મોંબાસાને કીનારેથી રવાના થયો. ભાઇ પુરૂષોત્તમદાસ દાસાણી મારી સાથે હતા. તેઓ મિલ ઉદ્યોગના અભ્યાસ માટે અગાઉ ઇંગ્લેંડમાં રહી આવેલ છે એટલે યુરોપના પ્રવાસમાં જરૂરી અને જાણવા જેવી કેટલીક બાબતો તેમની પાસેથી જાણી લીધી હતી.

સાંજે ચાર વાગે ચાહ પીધી. રાતના જમવાનો સમય ૭ા વાગતાનો હતો. જમવાના ટેબલ ઉપર ડીનર સુટ પહેરીને હાજર થતું જોઇએ. વસ્તુતઃ પશ્ચિમની રહેણીકરણીમાં વખતો વખતના અવનવાં કપડાં બદલાવવા એ મુખ્ય તત્ત્વ છે, તે અનુસાર અમારે દિવસમાં આઠ દસ વાર માથાના બાલ હોળવામાં અને હરતાં ફરતાં અરિસામાં નજર કરવામાં ઘણો વખત નીકળી જતો. અમારી સાથેના મુસાફરો મુખ્યત્વે યુરોપીઅનો હતા, તેથી વિશેષે કરીને અમોને હિન્દીઓને યુરોપીઅન પોષાક અને રીતભાતનું જ્ઞાન નથી એવો ખ્યાલ તેમના મગજમાં ન પેસી જાય તે માટે ખાસ સાવચેત રહેવું પડતું. ડીનરસુટમાં કડક ઇસ્ત્રી કરેલું લાકડાં જેવું ખમીસ અને તેવો જ કોલર પહેરવાનો હતો. આ કપડાં પેટીમાંથી પહેરવા કાઢયા ત્યારે

તો પ્રથમ તે જોઇને જ અણગમો પેદા થયો પણ પહેરવા વગર છુટકો ન્હોતો કોલરમા બટન આવે નહીં, બટન આવે તો ટાઇ સરખી પહેરાય નહીં. અરધો કલાક માથાકુટ કરીને જેમ તેમ વેશ ભજવીને સુઆતે મને ટેબલ ઉપર ગયા.

મારા સેક્રેટરી મિ દાસાણી મારી સાથે હતા, તેમને મે પૂછ્યુ કે સેકંડ ક્લાસના જમવાના સલુનમા આવી બધી માથાકુટ ક્વી ન પડે તેવુ હોય તો જમવા ત્યા જઇએ, તેમણે મને જણાવ્યુ કે ફર્સ્ટ કલાસના ઉતારુઓને સેકંડ ક્લાસમા જમવાનુ મળી શકે નહીં।

ગળામા કડક કોલર નાખેલો તેની જાણે કેમ ગળુ કોઇએ સખ્તાઇથી બાધી લીધુ હોય તેવુ લાગતુ હતુ અને મનમા એમ થયુ કે જલ્દી ખાનાનુ મળી જાય તો આ સ્વાગ ઉતારી છુટા થઇ જવાય સાથે સાથે એમ પણ વિચાર થયો કે પોતાના વિષયમા આટલી આટલી ટાપટીપ અને મુશ્કેલીઓ આ ગોરી પ્રજાએ જાણી જોઇને શા માટે પેદા કરી હશે !

અમારે માટે જમવાના એક અલગ ટેબલની બે માણસો પુરતી જ ગોઠવણ કરેલી હતી સ્ટીમરના માણસોને અમારી જરૂરીયાતો વિષે ઇશારત વિગાથી જેટલુ સમજાવી શકાય તેટલુ સમજાવવાનુ હતુ, કેમકે આખા સ્ટાફમા એક પરસર સિવાય કોઇને અંગ્રેજી આવડતુ ન્હોતુ ખોરાકમા અમોએ સાથે લીધેલ દાળ ચોખા સ્ટીમરનો રસોઇઓ રાધી લાવતો હતો ચોખામા અરધો અરધ પાણી રહી ગએલુ અને દાળની કરી' બનાવેલી તેમા અરધો રતલ ગરમ મસાલો ઠપકારેલો એક અને માખણની સાથે બે ચમચા ચાવલ ખાઇ સાઝનુ ખાણું સમાપ્ત ર્યું અને સાથે લીધેલા ફ્રુટ વડે બાકીની ભૂખ તૃપ્ત કરી

યુરોપ જવા ઇચ્છતા નવા મુસાફરોએ પ્રથમથી જ યુરોપી અન રીતભાતની કેટલીક બાબતો શીખી લેવાની ખાસ જરૂર છે, જેવી કે કાટા ચમચા વડે ખાવાની ખાણુ ચાલુ હોય ત્યા સુધી છરી કાંટો રકાબી ઉપર ચોકડીના આકારમા મુકવા નહીં કેમકે

એવી રીતે મૂકવાને અર્થ ખાણું ખાઇ લીધું છે એવો થાય છે અને બટલર કે વેટર તુરત તે રકાબી ઉપાડી જાય. બીજી બાબતો અવલોકન અને અનુભવે શીખાતી જાય છે પણ આ બે વસ્તુઓ સ્ટીમરમાં બેસવા પહેલાંથી જ જાણી લેવી જોઇએ.

બીજે દહાડે સવારના નાસ્તા વખતે ગઇ રાતની માફક જ ચાલ્યું. ૧૨ વાગે કીસમાયુ બંદર પહોંચ્યા. આ બંદરે સ્ટીમર ત્રણ જ કલાક ખોટી થવાની હતી જેથી ગામમાં જવાનો સમય હતો નહિ. ૩ વાગે સ્ટીમર ઉપડી. રાતના પાછો નાટકનાં પાત્રોની પેઠે "ડીનર" માટે પોષાક બદલવાનો અમારો કાર્યક્રમ શરૂ થયો. નવી રહેણી કરણી શીખવાની તેથી શરૂઆતમાં જરા મુશ્કેલી તો પડે જ. પણ આજે યુરોપીઅન પોષાકનું બરાબર અનુકરણ કરી વખતસર ટેબલ ઉપર હાજર થઇ શકયા–માત્ર ચામડીનો ઘઉંવર્ણો રંગ બદલીને ગોરો કરી શકયા નહિ. આજે રાતના ખોરાકમાં મચકો દાળ અને ભાત, તળેલાં બટાટા વગેરે હતું. દરિયાની ખુશનુમા હવાથી આજે ખોરાક કૈંક ઠીક પણ લાગ્યો. રાતે સ્ટીમર ઉપર સીનેમા ચાલુ હતો તેનો આનંદ થોડો વખત લઇ સુઇ ગયા.

સ્ટીમર ઉપર બધી સગવડો બહુ સુંદર હતી. સરસ ડેક, મ્યુઝીક સલુન, સ્મોકીંગ સલુન, રમતગમતો, બાથ વગેરે બધું ઘણું સારૂં હતું, પણ અંગ્રેજી ભાષા કોઇ સમજે નહિ એ મુશ્કેલી બહુ નડતી.

તા. ૩ જીની સવારે મોંબાસાવાળા બ્લોચ વેપારી મી. વાસોની મુલાકાત થઇ. તેઓ પણ એ જ ફરિયાદ કરતા હતા કે અમારા હમેશના ખોરાક જેવું કંઇ ખાવાનું અહીં મળી શકતું નથી. ઇટાલીઅન પદ્ધતિ પ્રમાણે બધો ખોરાક તેલમાં તળાઇને આવે છે એટલે ખાવાની મઝા પડતી નથી અને હું તો બીમાર પડી ગયો છું. પોતાની પ્રકૃતિને કાયમ માટે અનુકૂલ થઇ પડેલ ખોરાક ન મળે અને નવી જાતનો ખોરાક ખાવો પડે ત્યારે એને અનુકૂલ થતાં થોડી મુશ્કેલી જરૂર પડે જ. પણ સ્ટીમરના અમલદારો

બના બહુ સારા હતા તેથી કરીને અમને બીજી કોઇ વાતે તકલીફ પડી નહીં

સવાર ૧૦ વાગે મગડીશો બંદર પહોંચ્યા. દરિયો ઘણો તોફાની હતો. અમારી સ્ટીમર બંદરથી એક માઇલ દૂર ઉભી રહી. હોડીમાં બેસીને કિનારે ગયા. અમારે સ્ટીમરના પરસરની સાથે ઠીક ઠીક દોસ્તી થઇ ગએલી હોવાથી તે અમને ગામમાં એક જણની ઓફીસે લઇ ગયો. અને ગામમાં ફરવા માટે તેણે મોટરની સગવડ કરી આપી. ગામ નાનું પણ સુંદર હતું. રસ્તાઓ ઘણું સ્વચ્છ અને ઘણા મોટા પણ આખો પ્રદેશ સુકો અને રેતાળ છે. ચોમાસામાં પણ કે ગામથી ૮૦ માઇલ દૂર એક નદી છે ત્યાં થોડી ઘણી ખેતી થાય છે, આખા ગામનો મુખ્ય વેપાર ચામડાંનો છે. અમે મોટરમાં બેસી લગભગ અર્ધા કલાકમાં આખું ગામ ફરી આવ્યા અને ડીગડીગના ચામડા વગેરે કેટલીક વસ્તુઓની ખરીદી કરી. ત્યાંથી પાછા ફરતાં ઓફીસે આવતા એક હિન્દી ગૃહસ્થ નજરે પડ્યા. તેમની સાથે વાતચીત થતાં ખબર પડી કે ગામમાં યુરોપીયનોની વસતિ આશરે ૫૦ માણસની અને હિન્દીઓની ૪૦ માણસોની છે. અહીં ભાઇ જમનાદાસ નેમચંદ નામના એક હિંદી ગૃહસ્થની દુકાન છે. તેમના મુનીમ અમોને આગ્રહ કરીને જમવા તેડી ગયા. સ્ટીમર ઉપરનો ખોરાક બરાબર માફક નહીં આવતો હોવાથી અંદરથી મન તો હતું કે દેશી ખોરાક મળી શકે તો સારૂં તેથી અમે તેમનું નોતરૂં હરખથી સ્વીકારી લીધું

જમી રહ્યા પછી ગામની રાજ્યદ્વારી તથા વેપારના વિષયને લગતી કેટલીક બાબતો વિષે ચર્ચા થઇ. રાજ્યદ્વારી બાબતોમાં તો ગોરી ચામડીવાળી પ્રજાનું હિન્દીઓ ઉપર કેવું પ્રભુત્વ સ્વમિત કે તે તો ભાઇ મહમદ અલી ઉપર ફીસમાયુમાં જે વીતક વીતી હતી તે જેમણે છાપાઓમાં વાંચી હશે તેઓ બરાબર સમજી શકશે (ભાઇ મહમદ અલીને એક ગોરા અમલદારે સલામ નહિ કરવાના ગુન્હા માટે તેમની રૂા. ૧ લાખની મિલકત જપ્ત કર્યાની અને દેશપારીની શિક્ષા થયેલી ખૂબ પ્રખ્યાત ૫ ગ કેનીયાના હિન્દી

ભાઇઓની મદદ વડે છેક ઇંગ્લાંડ સુધી અવાજ પહોંચાડ્યા પછી એ મિલ્કત એમને પાછી સોંપાયલી)

ગોરો મનુષ્ય દિવસમાં જેટલી વાર મળે તેટલી વાર હિન્દીઓએ હાથ ઉંચો કરી સલામ કરવી જ જોઇએ એવી આપણા ભાઇઓની પરતંત્ર હાલત છે. અને વેપારની બાબતમાં તો આફ્રીકામાં ઘણે ઠેકાણે આપણા હિંદી ભાઇઓની હાલત ખરેખર ખેદજનક છે. કુસંપ અને ઇર્ષાને કારણે કોઇ પણ દેશમાં વસવાટ કરીને હિંદીઓ સુખી થઇ શક્યા નથી. તે ઉપરાંત તેમની ગંદી રહેણી કરણી પણ આપણા ભાઇઓને પોતાની પ્રગતિ અને ઉન્નતિમાં ઘણે ભાગે આડી આવ્યા કરે છે. આપણા ભાઇઓ આજીવિકાને માટે સ્વદેશ છોડી પરદેશમાં આવ્યા ત્યાં પણ પોતાની ગંદી રીતભાત, ઇર્ષા અને કુસંપ જેવા અનિષ્ટ તત્વોને દેશમાં જ છોડી આવવાને બદલે પરદેશમાં પણ સાથે લેતા આવ્યા છે. પરંતુ પરદેશોમાં જ્યાં આપણે સુધરેલી યુરોપીઅન પ્રજાઓની સામે હરિફાઇ કરવાની છે અને તેમની સાથે આપણે આપણા વાજબી હક્કોને માટે લડત ચલાવવાની છે ત્યાં પોષાક અને રીતભાત વગેરેમાં તેમની સ્વચ્છતા અને તેમની પદ્ધતિઓ ગ્રહણ કર્યા વગર ચાલવાનું નથી. ગંદા કપડાં અને અસ્વચ્છ રહેણી કરણીને પરિણામે હિંદી પ્રજાની સર્વત્ર દયાજનક હાલત જોઇ દિલમાં દુઃખ લાગે છે સારી રહેણી કરણી અને સ્વચ્છતા રાખવામાં કશું ખર્ચ થતું નથી અને તે માટે કોઇ રાજ્યસત્તાની પણ જરૂર પડતી નથી. માત્ર આપણા મનનું જ કારણ છે. પણ આ વિષયાંતર થાય છે તેથી તે વિશે વધારે લખવું અત્ર અસ્થાને છે.

ભાઇ જમનાદાસ નેમચંદના મુનિમની રજા લઇ ચાર વાગે કીનારે જઇ મછવામાં બેસી પાંચ વાગે પાછા સ્ટીમર ઉપર આવી પહોંચ્યા.

તા. ૪થીની રાતમાં ત્રણ વાગે સ્ટીમર મગડીશોથી ઉપડી અને તા ૬ઠી ના રોજ એક ઇટાલીઅન બંદર આવ્યું ત્યાં એક કલાક ઉભી રહી. આ બંદરનું નામ હાફુન કરીને છે. અહીં ઇટાલીઅનનો લાખો

ટન નિમક પકાવે છે, અને ત્રણ બાજુ સમુદ્ર તથા એક બાજુ જમીન એવા દ્વીપકલ્પ હિંદુસ્તાન દેશના બંગાલ પ્રાંતમાં એ નિમક ધોકબંધ નિકાશ કરે છે. જે દેશમાં આટલું બધું નિમક પાકી શકે છે તે દેશવાસીઓને સ્વદેશનું નિમક ખાના સુગ ચડે છે એ પણ દેશનું મહાદુર્ભાગ્ય નહિ તો બીજું શું?

આટલા દિવસોના અભ્યાસથી હવે નવી રહેણી કરણી અનુકૂલ થઇ ગઇ હતી તેથી ડીનર સુટ પહેરી ટાપટીપ કરવાનું કામ પંદર મિનિટમાં પતી જતું હતું.

તા. ૭મીના રોજ સ્ટીમર ઉપર એવા ખબર મળ્યા કે યુરોપમાં શીતલાનો રોગ ચાલે છે માટે ત્યાં જનારા મુસાફરોએ શીતલાની રસી મૂકાવવી જોઇએ જેથી અમોએ પણ તે રસી મૂકાવી.

તા. ૮-૫-૨૯ના રોજ એડન પહોંચ્યા. સ્ટીમર નાંગરી, પણ એડનમાં શીતલાનો રોગ ચાલતો હોવાથી ઉતારૂઓને ગામમાં જવા દેવાની મનાઇ થયેલી હતી. શેઠ જમનાદાસ નેમચંદની આખા એબીસીનીઆમાં બધે દુકાનો છે. તેમના મુનિમે મગડીશોથી અમારા આવવાના ખબર એડન તારથી આપેલા તેથી તેઓ ભાઇ અમોને મળવા માટે સવારના પાંચ વાગે આવેલા પણ સ્ટીમર 'કારેંટાઇન'માં હોવાથી તેઓ ઉપર આવી શક્યા નહીં અને અમોને મળી શક્યા નહીં. સાડાસાત વાગે અમે ઉંઘી ઉઠ્યા ત્યારે શેઠ કાવસજી દીનશા ભાઇઓ અમોને મળવા આવ્યા હતા તેમની સાથે અરધો કલાક આનંદથી વાતચીત કરી અને દુરબીનમાંથી એડન પોર્ટ તથા એડન શહેર અને મીઠાના મોટા મોટા અગરો નિહાળ્યા. એશિયાનું મુખ-દ્વાર એડન-હિંદુસ્તાનનું અંગ એડન! દૂરથી જોતાં જોતાં પણ એ ઉપરથી કેટલાયે વિચારોની પરંપરા મગજમાં આવી અને આજની હિંદુસ્તાનની દુર્દશા વિચારતાં મનમાં કેટલીયે ગ્લાનિ થઇ આવી. જે એડન ઉપર એક વાર હિંદુસ્તાનનો વાવટો ફરકતો હતો તે જ એડન અત્યારે હિંદુસ્તાન ઉપર છુપીપોલીસનું કામ કરી રહેલ છે. દૂરથી જ એ ગામને નમસ્કાર કરીને સંતોષ માની લીધો.

એટલામાં અમારૂ નામ પોકારતા એક હિંદી ગૃહસ્થને હાથમા તાજી રસોઇના ટીફીનબોક્સ સાથે જોયા. શેઠ જમનાદાસે અમારે માટે એ રસોઇ મોકલાવેલી હતી અને સાથે તેમનો કાગળ હતો. શેઠની મુલાકાત થઇ ન શકી તે માટે બહુ અફસોસ થયો. સાડનવ વાગે એડનથી સ્ટીમર ઉપડી. ચારે બાજુ રેતીના પહાડોને લીધે હવા ઘણી ગરમ હતી. છુટા છુટા મકાનો અને રસ્તાઓ દૂર દૂરથી જોતા જોતા એડન છેટુ થતુ ગયુ.

તે જ દિવસે સાંજે પાચ વાગે પેરીમ નામનો ટાપુ સ્ટીમરમાથી દેખાયો અને અર્ધા કલાકમા તેની પાસેથી પસાર થઇ ગયા.

તા. ૧૦-૫-૨૯ના રોજ ચાર વાગે ઇટાલીઅન બદર મસોવા પહોચ્યા. અહીં સ્ટીમરને માટે પાકી બાધેલી ગોદી હતી, તેથી સહેલાઇથી ગામમાં જઇ શકયા. ગામ નાનુ છતા ઘણુ સ્વચ્છ અને સુદર હતું અને રસ્તાઓ બધા સીધા અને હારબધ હતા. સ્ટીમર કીનારે ઉભી રહી ત્યારે રસ્તાની એક બાજુએ ધોતીયા અને ગાધી કેપ પહેરેલા કેટલાક હીંદી ભાઇઓનુ એક ટોળુ નજરે પડયુ. ગામમા જઇને બીજા કેટલાક હિંદી ભાઇઓને પૂછતા ખબર પડી કે ધોતીયુ એ યુરોપીઅન સમાજમા અસભ્ય પોષાક ગણાય તેથી ધોતીયા પહેરેલાઓને સ્ટીમર ઉપર જવા દેવામા આવતા નથી પણ નેટીવ, સોમાલી અને કાળી પ્રજાને સ્ટીમર ઉપર આવવાની બધી ન્હોતી! આપણને આપણા દેશનું અભિમાન જરૂર હોવુ જોઇએ. પણ પરદેશોમા જ્યા આપણે ગોરી અને સુધરેલી પ્રજાઓની સાથે સરખા હક્કો મેળવવા માટે લડત કરવાની છે ત્યા આવી રીતે હડધૂત થવા છતા આપણે આપણો ગદો પોષાક અને ગદી રીતભાત છોડતા નથી તો પછી તે અભિમાન તો બાપના કુવામા બુડી મરવા જેવુ ગણાય. હતભાગી હિંદીઓનું કોઇ જગ્યાએ માન સચવાતુ નથી—જે પોતે સ્વમાન ન સાચવે તેને બીજાઓ શાના માન આપે ?

એક કલાકમા ગામમા ફરી વળ્યા. અહીં મારા વતનના—પોરબદરના—કેટલાક વેપારી ભાઇઓ મળ્યા. રાત્રે દસ વાગે અમે

સ્ટીમર ઉપર પાછા ગયા તે પહેલાં આંહીના સહુ હીંદી ભાઇઓને અમારા આવવાના સમાચાર મળવાથી તેઓ ટોળેબંધ સ્ટીમર ઉપર આવ્યા અને બહુ આગ્રહ કરીને અમને ગામમાં પાછા લઇ ગયા. ત્યાં મિ. દેસાઇ નામના એક ગૃહસ્થને ત્યાં ન્હા-પાણીની મિજલસ કરી હતી ત્યાં હારમોન્યમ તબલાં સાથે હિંદી સંગીતની મોડી રાત સુધી મઝા ચાખી. તે પછી હિંદી ભાઇઓની સ્થિતિ અને વેપાર બાબત કેટલીક ચર્ચા કરી તે ઉપરથી જણાયું કે હિંદીઓનો ત્યાં કંઇ સારો જોવો વેપાર તો નથી પણ કુસંપ તો છે જ, પણ ઓછો. આ જાણી મસાવાના હિંદી ભાઇઓને એક બીજા સાથે સંપથી રહેવાની અને સારી રહેણી કરણી ગ્રહણ કરવાની પ્રાર્થના કરી છેક રાતના ચાર વાગે ત્યાં જ સુઇ રહ્યાં.

સવારના ન્હાઇ પરવારી મસાવાની નિમકની ફેકટરી જોવા ગયા. ત્યાંથી સાડા અગીયાર વાગે પાછા ફરી જમ્યા. મોંબાસાવાળા મી. વાસો પણ આખો વખત અમારી સાથે જ હતા. બપોરની ન્હા પોરબંદરવાસી કેટલાક ભાઇઓની સાથે લીધી અને ચાર વાગે પાછા બંદર ઉપર આવી પહોંચી ઇટાલીઅન કોલોનીઅલ ઓફીસના વરંડા ઉપર હિંદી ભાઇઓ સાથે એક કલાક આનંદ વિનોદથી વાતચિત કરી પાંચ વાગે સ્ટીમર ઉપર પહોંચી ગયા અને સાડા પાંચ વાગે સ્ટીમર ઉપડી.

મગડીશો અને મસાવાના હિંદી ભાઇઓએ અમારા તરફ જે મમતા અને પ્રીતિ બતાવી છે તેને માટે તેમના અમે ઘણા ઋણી થયા છીએ. દૂર દેશાવરમાં પોતાના દેશ ભાઇઓને મળવાથી કેટલો આનંદ થાય છે તેનો દરેક પ્રવાસી બંધુને અનુભવ હશે. ઇશ્વર મને એવો વખત જલ્દી આપે કે તે ભાઇઓના ઋણનો હું બદલો વાળી શકું.

તા-૧૨-૫-૨૯ ના રોજ સાંજના પોર્ટ સુદાન પહોંચ્યા. સુદાન એક ઘણું મોટું બંદર છે, અને ત્યાં કેન્યા અને યુગાંડાના કરતાં વધારે માલની આયાત—નિકાસ થાય છે. અને ભવિષ્યમાં પણ એ બંદરની વધુ ખિલવણી થવાના અને ત્યાંનો વેપાર વધવાના

ચિહ્નો સ્પષ્ટ દેખાય છે. હિન્દી ભાઇઓ મોંબાસાના કીનારા ઉપર આધાર રાખી કેન્યા-યુગાંડામાં મોટી સંખ્યામાં ભરાઇ પડે છે તેના કરતાં જો સુદાન તરફ નજર નાખે તો ત્યાં ઘણી સારી સખ્યામાં તેમનો સમાસ થઇ શકે તેવું છે, માટે બહુ મોડું ન થઇ જાય ત્યાર પહેલાં આ તકનો લાભ લેવાની હિંદી ભાઇઓને મારી ખાસ ભલામણ છે.

અમે અહીંયા પોરબંદરવાળા શેઠ હરકીસનદાસ ખુશાલભાઇની મોટરમાં બેસી ગામમાં ફરી આવ્યા. સુદાનનો વિસ્તાર દશ લાખ ચોરસ માઇલનો અને વસતિ ૭૦ લાખ માણસોની છે. મુખ્ય વેપાર ગુંદર, રૂ અને તલનો છે. અહીં એ સાલ લગભગ ૪ લાખ ગાંસડી જેટલો ઉંચી જાતના રૂનો પાક થવાનો અંદાજ હતો. અહીંના રૂના વેપારને માટે બ્રિટિશ સરકારે એક લીમીટેડ કંપની ઉભી કરાવેલી છે તેના હાથમાં બધો વેપાર રહેવાથી તે કંપનીને ઠીક લાગે તે પ્રમાણે ભાવ અપાય છે અને યુગાંડા, ટાંગાન્યીકા તથા કેન્યા જેવી હરિફાઇ, પડાપડી અને ગડબડ થતી નથી, તથા લોકો શાંતિથી કમાણી કરે છે. યુગાંડાની હિન્દી પ્રજાએ આ વાત ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. આ બાબતમાં વિશેષ ઝીણવટથી તપાસ કરવાનો અવકાશ હતો નહિ, નહીં તો વિશેષ માહિતિ મેળવી શકત. ગઇ સાલમાં આ બંદરે ૬૦ લાખ પાઉંડની નિકાશ અને ૫૮ લાખ પાઉંડની આયાત થઇ હતી તે ઉપરથી આ બંદરની સમૃદ્ધિનો ખ્યાલ વાંચનારાઓને આવી શકશે.

પોર્ટ સુદાનમાં હિન્દીઓની ૨૦ દુકાનો છે. બીજી ગ્રીક અને આરબ વેપારીઓની દુકાનો છે. ગામ નાનું છે પણ દિવસે દિવસે વધતું જાય છે. રેલ્વે અંદરના ભાગમાં ચારથી છ દિવસની મુસાફરી થાય તેટલે દૂર સુધી લઇ જવામાં આવેલી છે અને એ રસ્તેથી યુગાંડા જવાય છે. ત્યાંથી કેરો પણ જઇ શકાય છે. નાઇલ નદીમાંથી નહેરો કઢાતી જાય છે તેમ તેમ મુલક ઝપાટાબંધ વધતો જાય છે. અહીંના હિન્દી વેપારીઓ સંતોષી છે. તેઓ અનાજ અને કાપડનો વેપાર કરે છે અને આરબ લોકોમાં થોડીઘણી ધીરધાર કરે છે.

સુદાનમાં ખારટુમ તરફ કરોડો રૂપીયાને ખર્ચે સક્કર બેરેજના જેવા મોટા બંધ બાંધીને સુદાન દેશને લીલો બનાવી દીધો છે અ દેશના ભાગમાં વેપાર સારો ખીલવી શકાય તેવું છે, પણ હિન્દીઓની સંખ્યા ત્યાં બહુ જુજ છે સાંભળવા પ્રમાણે નવા હિન્દીઓને માટે ત્યાં જવાના દરવાજા સરકાર તરફથી બંધ કરવામાં આવ્યા છે ગામમાં સહુ હિન્દી ભાઈઓને મળી ૧૦ વાગે સ્ટીમર ઉપર આવ્યા કસ્ટમ ઓફીસમાં આવી અહીંના રૂના નમુના જોયા અને ગાસડીઓ ઉપર નંબર એક લાખ ઉપરનો હતો તે જોયું સ્ટીમર અગીયાર વાગે ઉપડી

તા ૧૧–૫–૨૮ના રોજ અમારી સ્ટીમર 'રેડ સી" (રાતા સમુદ્ર)માં દાખલ થઈ અહીંથી ગરમી જરા ઓછી થવા માંડી અને બન્ને બાજુ કીનારાઓ જોતા જોતા સામેથી આવતી ઘણી સ્ટીમરોને જોતા જોતા આગળ ચાલ્યા તા ૧૪મીના રોજ સવારે ૬ વાગે સુએઝ પહોંચ્યા

ઇજીપ્ટ (મિસર)ની રાજધાનીનું શહેર કેરો સુએઝથી ૮૨ માઈલ દૂર છે તેથી અમે એવી યોજના કરી કે સુએઝ ઉતરી મોટર રસ્તે કેરો જવું અને શહેર જોઈ ત્યાંથી સાંજે ૭ વાગે ઉપડતી ટ્રેન પકડી તેમાં પોર્ટ સૈયદ પહોંચવું અને ત્યાં પાછી સ્ટીમર પકડવી આ યોજનામાં બીજા કેટલાક યુરોપીઅન મુસાફરો પણ અમારી સાથે જોડાયા અને એ રીતે અમારી ટુકડી ૨૫ મુસાફરોની થઈ અમારી આ યોજના 'સ્ટુવર્ડ' ને જણાવ્યાથી તેણે સુએઝના ઈટાલીઅન એજન્ટને વાયરલેસ તારથી ખબર આપી અમારે માટે મોટર કારોની ગોઠવણ કરાવી રાખેલી સવારે આઠ વાગે અમો કીનારે પહોંચ્યા ત્યાં અમારી ટુકડી માટે મોટરોની હાર તૈયાર હતી સુએઝથી કેરો લઈ જઈ, કેરો શહેર બતાવવાના સવારના તથા સાંઝના ખાણાના અને કેરોથી પોર્ટ સૈયદની ફર્સ્ટ કલાસની રેલ્વેની ટીકીટના મળી માથા દીઠ ૬ પાઉંડ આપવાના હતા અમોએ બે જણ માટે જ જુદી ગોઠવણ કરેલી હોઈ અમારે આઠ આઠ પાઉંડ આપવા પડ્યા

પહોળા, સુંદર રસ્તાઓ, ભભકાદાર બજારો, મોટર અને ટ્રામની ધમાલ, વગેરે મુંબઇના કોટના રસ્તાઓને ભૂલવી દે તેવું જોયું. મિસરની રંગબેરંગી મિશ્રિત પ્રજાઓના ખૂબસુરત અને બલવાન પુરૂષો, સ્ત્રીઓ અને શાળાઓમાં ભણતાં બાલકોને રસ્તે ઉત્સાહભેર અહીં તહીં આવજાવ કરતા જોયાં. સાડાઅગીઆર વાગે કેરોનુ જગતવિખ્યાત મ્યુઝિયમ એટલે કે સંગ્રહસ્થાન જોવા ગયા. મિસરના પુરાતન પાદશાહ તુતનખામનના પિરામીડમાંથી કાઢેલ અસખ્ય પુરાતન વસ્તુઓથી આ મ્યુઝીઅમના વીસ ઓરડાઓ ભરેલા છે અને હજુ તો એ ભંડારમાંથી બહુ થોડો ભાગ હાથ લાગી શક્યો છે એમ મનાય છે. સોનાના અસખ્ય દાગીનાઓ, જૂદી જૂદી જાતના હથીઆરો, મૂર્તિઓ અને એવી બીજી અનેક વસ્તુઓનું વર્ણન કરવાથી તેનો ખરો ખ્યાલ આપી શકાય તેવું નથી.

એક વાગે હોટલમાં ખાણું લઇ, દોઢ માઇલ ઉંટ ઉપર સફર કરી બે વાગે જગતની સાત અજાયબીઓમાંની એક મહાન અજાયબી–મિસરના પિરામીડો–જોવા ગયા. અહીં અમારી ટુકડીના સહુ સભાસદો એકઠા થઇ ગયા અને સહુનો એક એકઠો ગ્રુપ ફોટોગ્રાફ લેવાયો તેમાંથી કેન્યાના પેલા 'સેટલર' મહાશયો પોતાની ઓરતો સાથે જૂદા તરી ગયા. હિન્દીઓની સાથે એક છબીમાં ઉભા રહેવામાં પણ તેમનાં ગુમાનને વાંધો આવી જાય ખરો ને!

જગતના ગૌરવરૂપ મનાતા મિસરના પિરામિડોનું વર્ણન અનેક મુસાફરોના વૃત્તાંતોમાં, નવલકથાઓનાં પુસ્તકોમાં અને ઇતિહાસના પુસ્તકોમાં લખાયેલ છે તેની પુનરુક્તિ કરવી આ સ્થાને આવશ્યક નથી. આ પિરાપિડો ૪૦૦ ફીટ ઉંચા અને દરેક બાજુએ ૪૦૦ ફીટ ચોરસ પત્થરના બાંધેલા છે. તેના ચણતરમાં એકેક પાછળ ૩૦ વરસ જેટલો વખત લાગેલો અને લાખો ગુલામો જેમને તે ચણતર કામમાં લગાડેલા તેમનો જાન તે કામ કરતાં ગયો છે. અમલનો રિવાજ એવો હતો કે જે પાદશાહને માટે પિરામિડ ચણેલ હોય તે પાદશાહ મરી જાય ત્યારે તે પિરામિડના ચણનારાઓને નાઇલ નદીમાં નાખી દેવામાં આવતા અને કુદરતી મોતે



મિસર   કૈરોની જગવિખ્યાત સુલ્તાન હુસન મસ્જિદ

મરી જનારાઓના શબ પણ નાઇલમા જ પધરાવી દેવામા આવતા. આ પિરામીડો નાઇલ નદીથી એક માઇલના અંતર ઉપર છે. ત્યાથી નાઇલ નદી ઉપર જઇ બે સુદર અને મોટા પુલો બાધેલા છે તે જોયા. પુલો ઉપર બ્રિટિશ સોલ્જરોનો મજબુત ચોકી પહેરો રહે છે. કેરો શહેરની પ્રજા સ્વભાવે ઝનુની હોઇ વાતવાતમા મારામારી ઉપર આવી જાય તેવો ભય રહેતો હોવાથી શહેરમા બધી બાજુ આખો વખત ઘોડેસ્વાર પોલીસ હથીઆરબધ ફરતી રહે છે અને યુરોપીઅન પોષાક ઉપર માથે તુર્કી ટોપી પહેરેલી આ પોલીસ દેખાવમા બહુ જ ખૂબસુરત લાગે છે. જ્યા વિશેષ ભય જેવુ લાગે તેવે સ્થળે સોલ્જરોની ચોકી રાખવામા આવે છે.

નાઇલને કાઠે કેરોની વિખ્યાત મસ્જિદ છે. ઇલેક્ટ્રીક ટ્રામ છેક નાઇલના કાઠા સુધી જાય છે અને વસતિ પણ ત્યા સુધી વિસ્તરેલી છે. કેરોની આ મસ્જિદ એક ઉંચા પહાડ ઉપર બાધેલી છે અને ત્યાથી આખુ કેરો શહેર નજરે પડે છે આ મસ્જિદ પાછળ એક લાખ પાઉડનું ખર્ચ કરવામા આવેલુ કહેવાય છે. મસ્જિદમા દાખલ થતી વખતે બુટની ઉપર કપડાંના ચપલ પહેરી લેવા પડે છે અને તે પહેરીને દરેક જગ્યાએ ફરવાની છૂટ છે. કેરો શહેરમા હિદુસ્તાનની પેઠે ધર્મના ઝઘડાઓનું નામ નિશાન નથી. મસ્જિદના ચારે દરવાજાઓ ઉપર યુરોપીઅન સોલ્જરોનો પહેરો જોઇને તથા મસ્જિદની બાજુમા મકાનો છે ત્યા પણ બ્રિટિશ સોલ્જરોનો મુકામ છે તે જોઇને ખેદ થાય છે. આ મસ્જિદમા દર શુક્રવારે નમાઝ પઢવા માટે લોકો એકઠા થાય છે, અને મિસરનો રાજા ફૈદ વરસમા બે વાર જાતે મસ્જિદમા નમાઝ પઢવા આવે છે.

મસ્જિદ જોઇ રાજાનો મહેલ જોવા ગયા અને પછી મિસરના મોટા બજારો, નિશાળો, કોર્ટો, બેંકો વગેરે જોયા અને પછી ગામની ગરીબીનો પણ કઇક ખ્યાલ આવી શકે તે માટે નાની નાની ગલ્લી કુચીઓમા પણ મોટર ખૂબ ફેરવી. અહીંના ગરીબ લત્તાઓ પણ ઘણે ભાગે મુબઇના ગરીબ લત્તાઓને મળતા આવે છે

ગાડા પાંચ વાગે સ્ટેશન ઉપર આવી પહોંચ્યા. એજન્ટ પણ સાથે જ હતો. તેણે અમારી ટીકીટો લઇ રાખેલી હતી. છ વાગે ટ્રેનમાં બેઠા. ભાગ્યયોગે અમારા ડબ્બામાં અમો બે જણા અને અમારાથી સદા દૂરના દૂર રહેનારા પેલા કેન્યાના ચાર સેટલરો માટે જગ્યાઓ રખાયલી. પણ અમને જોઇ તેઓ પોતાનો સામાન ઉપાડી બીજે જગ્યા શોધવા ચાલ્યા ગયા અને બીજે ક્યાંયે જગ્યા ન મળવાથી છેવટે ડાઇનીંગ કારમાં જઇને બેઠા, અને રાતના દશ વાગ્યા સુધી અમોને તેમણે દર્શન આપ્યા નહીં! અમને આથી ઘણી રમુજ ઉપજતી હતી અને સાથે એમ વિચાર આવતો હતો કે બ્રિટિશવાસીઓ આપણુ હીંદીઓ તરફ આવો જ અણુગમો રાખીને હિંદુસ્તાનમાંથી પણ જલ્દી પલાયન કરી જાય તો આપણે તેમનો ઘણો અહેશાન માનીએ અને ઘણી તકલીફોમાંથી મુક્ત થઇ જઇએ!

છ વાગે અમારી ટ્રેન ઉપડી. રસ્તામાં અનેક સુંદર નહેરો, નાનાં પણ સુંદર અને સુખી ગામડાંઓ, અને ખેતરોમાં કામ કરતા તંદુરસ્ત માણસો જોતાં જોતાં આગળ વધ્યા. દરેક ગામડામાં વીજળીની બત્તીઓ, નિશાળો અને રૂની છનરીઓ દેખાતી હતી. સધ્યાકાલ થતાં સુધી ગાડીમાં બેઠા બેઠા નજર પહોંચી ત્યાં સુધી બધે કપાસ અને ઘઉંના તથા બીજા અનાજના વિપુલ વાવેતરો નજરે પડ્યાં કર્યાં. આઠ વાગે પોર્ટ સૈયદથી આવતી ૨૦૦થી ૪૦૦ ટનની નાની નાની સ્ટીમરો નહેરોમાં ધીમી ગતિથી ચાલી આવતી અને અકેક માઇલ સુધી સર્ચ લાઇટનો પ્રકાશ ફેંકતી દેખાય.

ઇજીપ્ટ અથવા મિસર એ નાઇલના પાણીથી સોનું પેદા કરનાર નંદનવન જ છે. નાઇલ નદીનો પ્રવાહ યુગાંડામાં શરૂ થાય છે પણ યુગાંડામાં તેનો કશો ઉપયોગ થતો નથી-કશું મુલ્ય નથી. જ્યારે ઇજીપ્ટ માટે તો નાઇલ નદી અમૃતદુગ્ધા કામધેનુ સમી થઇ પડેલી છે. એ નાઇલના પાણીના પ્રતાપે ઇજીપ્ટમાં કરોડો રૂપીઆનું રૂ અને અનાજ પેદા થાય છે તેમજ તેની નહેરો ઉપર સુંદર

વૃક્ષો અને રમણીય બગીચાઓની હારાવલિની સુદરતા આખોને અને હૃદયને પણ આનદમા ગરકાવ કરી નાખે છે સુગાંડાની કુદરત એથી પણ વધારે સુંદર અને રમણીય છે પણ કમભાગ્યે ઇજીપ્ટના જેવી તદુરસ્ત હવા યુગાડાના નસીબમા લખાયલી નથી મિસરની પ્રજા તદુરસ્ત, ખૂબસુરત અને બહુ સ્વચ્છતાથી રહેનારી છે પુરુષો અને સ્ત્રીઓ યુરોપીઅન પોશાક પહેરે છે પણ સ્ત્રીઓ મ્હો ઉપર જાળીનો પડદો બાધી માત્ર આખો ખુલી રાખે છે અને સોનુ પુષ્કળ પહેરે છે.

કેરોની પ્રજા આમ પચરગી છે, પરતુ જ્યારે કોઇ પણ રાજ્યદ્વારી પ્રશ્ન ઉભો થાય ત્યારે એ તમામ પ્રજા અદર અદરના ભેદભાવ ભૂલી જઇ પ્રત્યેક જન ઇજીપ્શન (મિસરી) બની રહે છે. ત્યા ધર્મના ટૂકા ટૂકા ભેદભાવ નથી, ન્યાત જાતના વાડાઓ અને ગોળ નથી, પરસ્પર ખાવાપીવામા અભડાવાનુ નથી. છતા આવી સપીલી દોઢ કરોડની પ્રજા આજે સો વરસ થયા પરદેશી રાજ્યની ધુસરીમાથી છૂટવા માટે કરી રહેલા પ્રયત્નમા હજુ સપૂર્ણ સફલ થઇ શકી નથી. એ ઉપરથી સહેજે વિચાર આવે છે કે અસખ્ય કોમો અને અગણિત ધર્મોના વાડાઓવાળી, નિરતર અદર અદર ઝગડાઓ કરી રહેલી પત્થરની મૂર્તિઓ અને દરગાહો માટે સેંકડોના લોહી રેડી નાખનારી, હિન્દી પ્રજાને સ્વતત્રતા કેમ અને ક્યારે મળશે ?

ઇજીપ્ટમા દર સાલ ૧૫થી ૨૦ લાખ ગાસડી જેટલુ રૂ પેદા થાય છે અને તે આખી દુનિયામા પ્રથમ પક્તિનુ ઉચામા ઉચુ રૂ ગણાય છે સુદાનમા પણ રૂની પેદાશ એકાદ દસકામા તેગ્ણી જ થઇ જશે એમ ગણતરી કરવામા આવે છે ઇજીપ્ટમા માઇલોના માઇલો સુધી નહેરોના પાણીથી વાવેતરો કરવામા આવે છે અને દરેક ઠેકાણે રેલ્વેની સગવડ થઇ ચુકી છે

રાત્રે દસ વાગે સ્ટીમર ઉપર પહોચ્યા, અને આખા દિવસના પરિશ્રમથી થાકીને સુઇ ગયા બાર વાગે સ્ટીમર ઉપડી બીજે દિવસથી, તા–૧૫મી થી ૧૮મી સુધી દરિયાની હવા ઘણી ખરાબ

રહી અને તેથી ઘણાક ઉતારૂઓ બિમાર પડી ગયા. મારી પ્રકૃતિ પણ નાદુરસ્ત થઇ જવાથી ૧૮મી તારીખે નેપલ્સનો કીનારો આવી પહોંચવાની રાહ આતુરતાથી જોવા માંડી અને તા-૧૮મીએ સાંઝના યુરોપના કાંઠા ઉપર—પ્રાચીન ઇટાલી દેશના ઐતિહાસિક નગર નેપલ્સની ભૂમિ ઉપર પુગ મૂકયો.

## પ્રકરણ ૨ જું

## ઇટાલી : નેપલ્સ, રોમ અને ફ્લોરેન્સ

દરિયાકો દેશ, ડુંગરા, ટેકરા અને પહાડોની ટોચ ઉપર બાંધેલા બંગલાઓની હારાવલિ જોતા જોતા તા. ૧૮મી મેની સાંજે નેપલ્સને કીનારે ઉતર્યા. રસ્તેથી થોમસ કુકને તાર કરેલો તેથી તેમનો માણસ સામો આવ્યો હતો. એ કંપનીના દરેક માણસની ટોપી ઉપર કમ્પનીના નામની ચકતી મારેલી હોય છે તેથી તુરત ઓળખી શકાય છે. યુરોપની સફર કરનારા નવા મુસાફરોને જણાવવાની જરૂર છે કે થોમસ કુક એટલે આખી દુનિયાનો ભોમીઓ. તે કંપની મુસાફરો પાસેથી વધારે પડતા પૈસા લીધા સિવાય તેમને જોઇતી બધી સગવડો કરી આપે છે, કેમકે તે બદલ તેમને સ્ટીમર કંપનીઓ તરફથી તેમ જ હોટેલોના માલિકો તરફથી સારૂં કમિશન મળતું રહે છે. મુસાફરો પોતાનું બધુ કામ થોમસ કુક કંપની મારફતે કરાવવાને બદલે જો પોતે જ કરી લેવા માગે તો તેમાં સવાયો ખર્ચ થાય તે ઉપરાંત હેરાનગતી પણ ઘણી જ વેઠવી પડે, કેમકે અજાણ્યા માણસને ઘણી વાર તો હોટેલે હોટેલ ભટકવા છતાં જગ્યા પણ મળી શકતી નથી. કેટલીક હોટેલોમાં જગ્યા હોય તો પણ હિંદી મુસાફરોને દાખલ થવા દેવામાં આવતા નથી કેમકે તેથી તેના બીજા ગોરા મુસાફરો નારાજ થાય. પણ થોમસ કુકની મારફતે સગવડ કરાવી હોય તો હોટેલમાં રહેવા માટે અમુક ઓરડાઓ, ન્હાવાની ઓરડી તથા જરૂરની સગવડ સાથે આપણે માટે અગાઉથી "રીઝર્વ" કરાવી રાખે છે જેથી કશી તક-

લીફ ભોગવવી પડતી નથી. જ્યાં આપણે ઉતરીએ ત્યાં સવારથી સાંઝ સુધી મોટર સાથે ભોમીઓ હાજર જ હોય. આપણી ટીકીટ તે કમ્પની લઇ રાખે, સામાન તોળાવી ટ્રેનમાં ચડાવી દે તથા ટ્રેનમાં આપણને બેસાડી જાય. બીજે સ્ટેશને ઉતરીએ ત્યાં તેમનો માણસ સામો લેવા આવેલો જ હોય. જ્યાં ઉતરીએ ત્યાં તેમની ઓફીસમાં જઇ કોઇ પણ બાબતમાં તેમની સલાહ પુછી શકીએ અને આપણી પાસે "લેટર ઓફ ક્રેડીટ" હોય તો તે ઉપર જે દેશનાં જોઇએ તે દેશનાં નાણાં પણ મળી શકે. કયા દેશમાં અને કયાં કયાં ગામમાં કેટલા દિવસ રોકાવું છે તે જણાવવાથી તેઓ મુસાફરીનું એક "પ્રોગ્રામ" આપણે માટે તૈયાર કરી આપે અને તેમાં ખર્ચ કેટલું થશે તેનો પણ અડસટ્ટો કાઢી આપે. તે આપણને કબુલ હોય તો જ્યાં સુધી આપણે જવા ઇચ્છતા હોઇએ ત્યાં સુધીના પૈસા ભરી આપીએ એટલે તેઓ આપણને તેમની એક "પાસ-બુક" આપે જેમાં દરેક જાતના રંગ બેરંગી કાગળો ઉપર જૂદાં જૂદાં સ્થળોનાં નામો લખેલાં હોય. આમાંથી તે તે સ્થળનું પાનું ફાડીને આપતા જઇએ એટલે કોઇ પણ જગ્યાએ ટીકીટ લેવાની, સામાન તોળવાવાની કે મજૂરી આપવાની અથવા ખાવાપીવાની ગોઠવણ કરવાની કશી કડાકુટ આપણને રહે નહિ અને તે બધી સગવડો તે કમ્પની મારફતે આપોઆપ થયાં કરતી આવે.

આ ઉપરાંત થોમસ કુક કંપનીએ પોતાનાં ચેક કાઢેલા છે જે દુનિયામાં કોઇ પણ બેંકમાં અને થોમસ કુકની કોઇ પણ ઓફીસમાં વટાવી શકાય છે, જેથી મુસાફરીમાં રોકડ નાણાંનું જોખમ સાથે રાખવાની જરૂર પડતી નથી. આ રીતે તે કંપની મુસાફરોની દરેકે દરેક સગવડ અને જરૂરીઆતને બહુજ સંતોષકારક રીતે પહોંચી વળે છે.

કસ્ટમ ઓફીસમાં અમને કશી તકલીફ નડી નહિ અને થોમસ કુકનો માણસ તેમની ઓફીસમાં મૂકી ગયો. પ્રવાસના પરિશ્રમથી થાકેલા હોઇ પહેલે દિવસે બહાર નીકળ્યા નહિ પણ બીજે દિવસે

નીકળતા ઇટાલી દેશની રમણીયતા, તદુરસ્ત આબોહવા અને સૌન્દર્ય તથા સ્વચ્છતા જોનારને મુગ્ધ કરી નાખે તેવાં લાગ્યાં.

ઇટાલી એ જ્વાલામુખી પહાડોનો દેશ છે. આજથી બે હજાર વરસ પહેલાં વિસુવીઅસ નામનો જ્વાલામુખી ફાટતા તેમા પોમ્પીઆઇ નામનું પ્રાચીન અને અતિ સમૃદ્ધ નગર દટાઇ ગયુ હતું તે હકીકત તો ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. આજે બસો વરસ થયાં પ્રાચીન પોમ્પીઆઇનું ખોદકામ ચાલે છે અને તેમાંથી અનેક પુરાતન વસ્તુઓ, પ્રતિમાઓ અને જર ઝવેરાત નીકળી આવે છે તે બધુ નેપલ્સમા એક મોટા મ્યુઝીઅમમા લાવીને ગોઠવી રાખેલ છે. હજુ પણ આ ખોદકામ ચાલુ છે અને તેમાથી બીજી ઘણીયે વસ્તુઓ હાથ લાગે એમ છે. આ બધી પુરાતન વસ્તુઓ ઘણીખરી હાલના જમાનામા બનતી વસ્તુઓને જ મળતી આવે છે. અમે તે મ્યુઝીઅમ જોવા ગયા અને તેમાંનાં અનેક બાવલાઓ, પ્રતિમાઓ, અને ચિત્રો નિહાળ્યા. થોમસ કુકે આપેલ ભોમીઓ સાથે હતો તે બધા સમજ પાડતો હતો. આ બધા બાવલાઓ તદ્દન નગ્ન છે જેથી નવા જોનારને આશ્ચર્ય લાગે, પણ હિંદુસ્તાનમા બુદ્ધની ગુફાઓમાની પ્રતિમાઓ તથા બીજા દેવળોમાંનાં નગ્ન ચિત્રો જેમણે જોયા હોય તેમને આશ્ચર્ય લાગે નહીં. આ પ્રતિમાઓ પુરાતન શિલ્પકળાની ઉત્તમ કારીગરીના નમુનાઓ છે, જેના ફોટા ઉપરથી લીધેલા ચિત્રો ઘણા વાચનારાઓએ જોયાં હશે.

તે પછી નેપલ્સનુ પ્રાણીસગ્રહસ્થાન જોવા ગયા. આ સગ્રહમા દરિયામા થતા દરેક જાતના જૂદા જૂદા પ્રાણીઓનો મોટો સગ્રહ કરવામા આવેલો છે.

અમે શહેરમા ફરવા નીકળ્યા તે દિવસે—તારીખ ૧૯ મી મેના દિવસે-ઇટાલીઅન પ્રજાનો કોઇ મોટો તહેવાર હતો તેથી આખુ ગામ શણગારવામા આવ્યુ હતુ અને મોટરો તથા ઘોડાગાડીઓને ફૂલોના હારથી શણગારી ઘોડાઓનાં માથા ઉપર ફૂલોની કલગીઓ નાખેલી હતી. સ્ત્રીઓ અને પુરુષો જાતજાતના રગીન વસ્ત્રો પહે-

રીને ફરવા નીકળી પડયા હતા. પોલીસ અને મિલીટરીના સરઘસો પણ બેંડ વાજાંઓ સાથે ફરતાં હતાં.

નેપલ્સમાં ખાસ જોવા લાયક વિસુવીઅસ જ્વાલામુખી છે. પોમ્પીઆઇ શહેરનો નાશ કરનાર આ જ્વાલામુખી દરિયાથી ચાર માઇલને અંતરે આવેલો છે અને પાંચ હજાર ફીટ ઉંચો છે. તેની ઉપર ચડવા માટે તારના દોરડાંઓથી ઇલેકટ્રીક રેલ્વે બનાવેલી છે. તેમાં બેસીને જઇએ ત્યારે જાણે ઉંધે માથે ઉપર ચડતા હોઇએ એવો ભાસ થાય છે. આ પહાડમાંથી એક સામટી ૨૦૦ આગબોટોના ભુંગળાઓમાંથી ધુમાડો નીકળે તેટલા ધુમસના ગોટા રાત દિવસ નીકળ્યા જ કરે છે અને પાંચ પાંચ મીનીટે અંદરથી એવા જોરથી ધડાકા સંભળાય છે કે જાણે હમણાં જ્વાલામુખી ફાટી નીકળશે એવો ભાસ થાય છે. તેમાંથી કીચડના જેવો ધાટો લાવા નામનો રસ નીકળ્યા કરે છે તે અમે એક મોટી ખાઇમાં એકઠો થયેલો જોયો. થોડા દિવસો પછી વર્તમાનપત્રોમાં અમારા વાંચવામાં આવ્યું હતું કે એ લાવા આગળ ધસતો જાય છે અને ગામડાંઓને ધાસ્તી જેવું છે.

નેપલ્સમાં એક કહેવત પ્રચલિત છે કે See Napels and die એટલે કે નેપલ્સ જુઓ ને પછી મૃત્યુ પામો તો પણ બીજું કશું જિન્દગીમાં બાકી રહે નહિ: આ ઉપરથી એ શહેરની સુંદરતાનો ખ્યાલ આવી શકશે. નેપલ્સમાં બીજા બે દિવસ રોકાઇ ત્યાંથી ઇટાલીના પાટનગર રોમ જવા ઉપડયા. મુસાફરી દરમ્યાન આખે રસ્તે એક પણ ઇંચ જેટલી જગ્યા ખાલી ન દેખાય તેટલાં ઘઉં, બીજાં અનાજ અને ફલફલાદિનાં ભરચક વાવેતરો પથરાયલાં હતાં. ખેતીનાં સાધનો પણ બધાં વિજ્ઞાનની છેલ્લામાં છેલ્લી શોધ પ્રમાણેના તેથી હિંદુસ્તાનનો ખેડૂત એક દિવસમાં કરી શકે તેના કરતાં અહીંનો ખેડૂત દસગણું કામ કરી શકે છે. નદીઓ, તળાવો, ટેકરાઓ તથા ઉંચી ઉંચી પહાડીઓ ઉપર બાંધેલાં છુટાં છુટાં રહેવાનાં મકાનો રમણીય કુદરતની સાથે મનુષ્યની કલાનું સુંદર મિશ્રણ બતાવનાં હતાં.



નેપલ્સ : શહેરનું દૃશ્ય ( દૂરથી·વિસુવીઅસ દેખાય છે )



નેપલ્સ : શહેરનો એક રસ્તો ( દૂરથી વિસુવીઅસ દેખાય છે

રોમની જાહોજલાલી અવર્ણનીય છે શહેરમા જ્યા જુઓ ત્યા બાળકો અને બાળાઓ આનદ, આનદ કરતા, હસતા કૂદતા નજરે પડે છે સૂર્યાસ્ત થયે, કેમ જાણે યુરોપમા ફરી સૂર્ય ઉગવાનો જ નથી માટે આજની રાતે જેટલો આનદ મળે તેટલો ભોગની લેવો એમ સમજી વિજળીની બત્તીઓની રોશનીમા બગીચાઓ, તળાવો, નદીઓ અને મ્યુઝીઅમોમા રાખ્યાબધ સ્ત્રીઓ અને પુરુષોના ટોળે ટોળાઓ આનદ વિનોદ કરવા નીકળી પડે છે સ્વતત્ર અને સમૃદ્ધિવાન પ્રજા જે રીતે જિન્દગીનો આનદ માણી શકે છે તે રીતે હિંદુસ્તાનની પરતત્ર અને ગરીબ પ્રજા કદિ આનદ માણી શકે નહીં. કોઇપણ હોટેલમા જાઓ ત્યા ઇન્દ્રભવન ખડુ કર્યું હોય તેવુ લાગે સુનાના ઓરડાઓમા હજારો રૂપીઆની કીંમતનુ ફરનીચર-પલગ, કબાટો, સોફાઓ, ખુરસીઓ, ટેબલો તથા આરસના સુદર બાવલાઓ એ બધુ જોઇને જે માણસ કયાયે ફરેલો ન હોય અને પહેલ વહેલો આવી ચડે તે તો ઘડીભર ભ્રમિત થઇ જાય તેવુ છે. કોઇ કોઇ હોટેલોના મ્યુઝીકરૂમોમા ૨૫૦ જેટલી વિજળીની બત્તીઓ જલતી હોય છે મુસાફરો આવીને બેસે, ગપ્પા મારે, સીગારેટ, દારૂ પીએ અને સગીત સાભળે યુરોપીઅન પ્રજાની નમ્રતા પણ હદ વગરની હોટેલમા જાઓ એટલે ત્યાંના માણસો જાણે પોતાના વ્હાલા સગાઓ આવ્યા હોય તેવા સ્નેહથી તમારો સત્કાર કરે. કોઇ રાજા પાદશાહની પેઠે સલામો બજાવે, ખબર અતર પૂછે અને કામ ચીંધો ત્યા એકને બદલે બે ચાર માણસો દોડતા હાજર થઇ જાય લીફ્ટ માટે ટકોરી વગાડો ત્યા લીફ્ટમેન એકદમ હાજર થઇ સલામ બજાવી ઉભો રહે અને હોટેલનો મેનેજર પણ પોતાનો ગ્રાહક કોઇ રીતે નારાજ ન થાય કે અગવડ ન ભોગવે તે માટે થોડો થોડો થઇ જાય યુરોપના દરેક દેશના તમામ જાહેર નોકરો-રેલ્વેના અમલદારો, પોલીસના માણસો, દુકાનોના સેલ્સમેન વગેરે સહુ એવા વિનયથી અને સાનદાહથી વર્તે છે કે તે જોઇને મુસાફરોથી ત્યાની પ્રજાની સભ્યતા અને સસ્કારિતાની પ્રશસા કર્યા વગર રહેવાતુ નથી શહેરમા તમે ગમે ત્યા ફરો, ગમે ત્યા આવજાવ કરો ત્યા કોઇ જાતનો જાપ્તો નહિ, કશો ભય નહિ અને કોઇ પણ વખતે

તે સગવડ અને સાધન જોઇએ તે હાજર જ હોય. અલબત્ત હોટેલોના વેટર વગેરેને 'ટીપ' છૂટે હાથે આપવી પડે છે-પણ તેમની સેવાઓ જોતા આ "ટીપ"નો ખર્ચ બિનકુલ આકરો કે નિરર્થક લાગતો નથી.

રોમની સારી હોટેલમા દરેક મુસાફરને દરરોજનું ૧ પાઉંડ ભાડુ અને ૧ પાઉંડ ખોરાકનો ખર્ચ તથા અરધો પાઉંડ બીજો પરચુરણ ખર્ચનો મળી કુલ ૨।। પાઉંડનું ખર્ચ લાગે છે એનાથી ઉંચી હોટેલમા વળી એથી બમણો ખર્ચ લાગે અને તેનાથી ઉતરતી હોટેલમા રોજનો ૧।। પાઉંડ ખર્ચ લાગે પછી તો કોઇ મુસાફર છેક સામાન્ય હોટેલમા ઉતરે અને ત્હાં ને પાઉં ઉપર ચલાવી લે તો ૧ પાઉંડથી ઓછે ખર્ચે પણ રહી શકે-પણ હિંદી મુસાફરોએ પોતાના દેશની પ્રતિષ્ઠાને ખાતર બહુ નહિ તો છેવટ વચલા વર્ગની હોટેલમાં ઉતરવુ જ જોઇએ એ ઇચ્છવા યોગ્ય છે મોટર વગેરેનું ખર્ચ આ ઉપરાતનું સમજવુ-પણ અમોએ થોમસ કુકની "ટુર" ગોઠવેલી એટલે બધુ ખર્ચ અગાઉથી એકઠું જ આપી દીધેલુ હતુ.

સ્થાપત્ય અને શિલ્પકળામા રોમ આખા જગતનો મુકુટ-મણિ કહીએ તો તેમા અતિશયોક્તિ નથી. તેનું યથાયોગ્ય વર્ણન કરવા માટે તો કાલિદાસ કે બાણભટ્ટ અથવા શેખ સાદી કે હાફીઝ જેવા કોઇ સમર્થ કવિની કલમ જોઇએ. વરસોના વરસો સુધી જોયાં કરીએ તો પણ તૃપ્તિ થાય તેવુ નથી મનુષ્યમા પરમેશ્વરે કેટલી અજબ શક્તિ મૂકેલી છે તેનો ખ્યાલ રોમ જોતા આવી શકે છે રોમના એક પ્રાચીન પ્રખ્યાત ચિત્રકારનું એક ચિત્ર હમણા એક અમેરિકને ૭૫ હજાર પાઉંડની કિંમત આપી ખરીદ કર્યું. પ્રાચીન રોમના જગપ્રસિદ્ધ માઇકલએંજેલો અને રાફેલ જેવા ચિત્રકારોના આવા પ્રાચીન ચિત્રો હજુ યે રોમમા અનેક છે પણ તેવા ચિત્રકારો આજે હયાત નથી કલા, કારિગિરી અને વૈભવમા રોમ જ્યારે જગતની મહારાણીને સ્થાને હતુ ત્યારે ત્યા એવા ઘણા ચિત્રકારો થઇ ગયા છે ૧૦૦ ફીટ લાંબા અને ૫૦

ફીટ પહોળાં એવા ખાસ વણી કાઢેલાં કપડા ઉપર મીણ ચડાવી તેના ઉપર ચિત્ર કાઢવા ચીતારો બેસતો. બે થી અઢી વરસની મહેનતને પરિણામે એકેક ચિત્ર તૈયાર કરતો. તેવાં ચિત્રો આજે ૮૦૦ વરસ થયા એવાં ને એવા મોજુદ છે અને તેના રંગો હજુ લેશમાત્ર ઝાખા પડયા નથી.

રોમમા સર્વત્ર એટલુ બધુ જોવાનુ છે કે તેનુ વર્ણન લખતા પાર આવે નહીં. રોમનો એક અગાઉનો પાદશાહ નીરો જરા ચસ્કેલ મગજનો હતો. તેને ફીડલ બજાવવાનો અતિશય શોખ હતો જુનું શહેર તેને પસદ ન પડવાથી અને મગજને કોઇ નવી પ્રેરણા મળે તે ખાતર તેણે એકવાર ફાટામા ને ફાટામા રોમ શહેર આખુ સળગાવી મૂકવાનો હુકમ આપ્યો અને તેની બળતી જ્વાલાઓ જોતા જોતા તેણે ફીડલ બજાવ્યા કર્યું. એ પ્રાચીન રોમના જૂના ખડેરો હજુ પડેલા છે અને આજે જે રોમ દેખાય છે તે ફરીથી બધાવેલુ નવુ શહેર છે.

પહેલા અમે પ્રાચીન રોમનું પ્રખ્યાત એમ્ફી થિયેટર જોવા ગયા. અત્યારે તો તે ખડેરની દશામા ઉભુ છે તેમા ૬૦ હજાર માણસો સમાઇ શકે તેવડુ એ મોટુ હતુ. દસ મિનીટમા ૬૦ હજાર માણસો અદર જઇ શકે અને દસ મિનિટમા બહાર નીકળી જઇ શકે તેવી તેમા સગવડ હતી જૂના વખતમા ત્યા જાનવરોની સાઠમારીઓ થતી અને માણસોની સિંહો સાથે કુસ્તીઓ થતી. આ ઉપરાત અનેક જૂના કીલ્લાઓના ખડેરો અને પ્રાચીન કાનમા થયેલી લડાઇઓની યાદગીરીઓ અને અનેક બાગબગીચા જોયા

યુરોપ આખો વીરપૂજક છે અને ઇટાલી તો મુખ્યત્વે વીરપૂજાનુ જ ધામ છે કોઇ પણ માણસે દેશની કોઇ સેવા બજાવી હોય, કોઇ વીરતાનુ કૃત્ય કર્યું હોય કે જાહેર પ્રજાના હિતનું કોઇ મોટુ કામ કર્યું હોય તો તેનું મોટુ આરસનું બાવલું બનાવી જાહેર રસ્તા ઉપર મૂકી, જીવને જોખમે પણ તેની યાદગીરી કાયમ સાચવી રાખવાની એ દેશમા ખાસ પ્રથા છે આવા વીર નરો અને મહાપુરુષોના બાવનાઓ રોમમાં ઠેરઠેર નજરે પડે

છે, અને તે એવી ઉમદા કારીગીરીથી ઘડવામાં આવેલાં છે કે જાણે કે સજીવન મનુષ્ય જ ખડો હોય તેનો ઘડીભર તો ભાસ થઇ આવે છે.

આ જોઇને ભારતવર્ષની વીર પૂજાનો પણ મને વિચાર થઇ આવ્યો. આપણા દેશમાં પણ અગાઉના જમાનામાં ગામડે ગામડે વીર નરોના અને સતી સ્ત્રીઓના પાળીઆ અને ખાંભીઓ નખાતી, અને તેની પૂજા થતી–બાધા આખડી રખાતી. આજે એ દેશમાંથી વીરતા ચાલી ગઇ છે અને નિર્માલ્યતા આવી વસી છે. આજે હિન્દુસ્તાન ગરીબ, ગંદો અને નિ:સત્વ દેશ બની રહ્યો છે અને યુરોપ અમેરિકા વાસીઓની નજરે અનેક દુર્ગુણોથી ભરેલો દેખાય છે. આ દુર્દશાનું કારણ શું ? હિન્દની પરાધીનતા ? ના, એ એક જ કારણ નથી. જે દેશમાં કુસંપનું સામ્રાજ્ય હોય, જ્યાં સ્ત્રી રૂપી પ્રબલ શક્તિની સ્વતંત્રતા છીનવી લેવામાં આવી હોય, જ્યાં સ્ત્રીઓને ગુલામ તરીકે રાખવામાં આવતી હોય ત્યાં તે સ્ત્રીઓ માત્ર ગુલામોને જ જન્મ આપે તેમાં શી નવાઇ ? "વીરતા" શબ્દ જ જેમને અપરિચિત હોય, જેને એક પણ દિવસ છુટથી હરવા ફરવાનો, બીજા માણસો સાથે છુટથી વાતચિત કરવાનો અથવા રસ્તે ચાલતાં આજુબાજુ નજર સરખી કરવાનો પ્રતિબંધ હોય અને જેમના દિલમાં ભય અને ભય સિવાય બીજી કોઇ લાગણી ન હોય તેનાં સતાનો નિર્ભય ક્યાંથી બની શકે ? મવાલીઓ અને હલકા આચરણવાળા દુષ્ટ લોકોની સામે પોતાનું રક્ષણ કરવાની તાકાત જેનામાં રહેવા દીધી નથી અને ઘુમટાઓ તથા બુરખાઓમાં કેદ કરી રાખી જેમની આસપાસ ભય અને પરાધીનતાની દિવાલો ઉભી કરી દેવામાં આવી છે તે માતાઓનાં સંતાનો નિર્માલ્ય અને નિ:સત્ત્વ થાય તેમાં આશ્ચર્ય શું ?

ઘરોમાં અને કુટુંબોમાં, ન્યાતોમાં, ગામમાં અને દેશમાં સર્વત્ર ક્લેશ: તેવા ક્લેશમય વાતાવરણમાં લક્ષ્મીનો અને શક્તિનો વાસ ક્યાંથી જ હોઇ શકે ? યુરોપની સંપત્તિ, સમૃદ્ધિ, વીરતા અને સ્વતંત્રતા જોઇ તેની સાથે ભારતવર્ષની સરખામણી કરતાં આવા



રોમ : વેટિકાનમાં નામદાર પોપનું પુસ્તકાલય

અનેક વિચારો ઉપજતા હૃદયમાં જ્વાલા સળગી ઉઠે છે—અને એમ થઇ આવે છે કે "અહો! ભારત! તારી આજે કેવી દુર્દશા!"

રોમ એ ખ્રિસ્તી ધર્મના રોમન કેથોલિક પંથના ધર્મગુરુ પોપનું નિવાસસ્થાન છે. એ પોપનો વૈભવ અને ઠાઠમાઠ કોઇક શાહેનશાહતના વૈભવની બરાબરી કરે તેવાં છે. અમે તેનો મહેલ જે "વેટીકન"ના નામથી ઓળખાય છે તે જોવા ગયા. તેમાં ૭૦૦ વરસ સુધી અનેક રાજાઓ, મહારાજાઓ, શ્રીમંતો અને ભક્તો તરફથી પોપને ભેટ ધરાયલી અગણિત વસ્તુઓનો સંગ્રહ જૂદા જૂદા ૬૦૦ ઓરડાઓમાં કરવામાં આવેલો છે. એક જગ્યાએ પત્થરની દિવાલની વચમાં ઝવેરાતનો સંગ્રહ એવી રીતે ગોઠવેલો છે કે એક ચાંપ દાબીએ એટલે પત્થર ખસી જાય અને કીંમતી ઝવેરાતથી ભરેલા કાચના કબાટો નજરે પડે. પાછા પત્થરો અસલ પ્રમાણે ગોઠવાઇ દિવાલ એકસરખી બની જાય. આ ઉપરાંત અનેક બાવલાંઓ, પુતળાંઓ, તૈલચિત્રો અને દરેક જાતના કલાના વિવિધ નમુનાઓ તથા સોનેરી પુંઠાથી બાંધેલા અગણિત પુસ્તકોનો ભંડાર એ બધું જોતાં દિવસો સુધી પાર આવે નહીં. જગવિખ્યાત ચિત્રકાર માઇકલએંજેલોના ચિત્રોએ તો ચિત્રકલાનો અવધિ કરી નાખ્યો છે. માણસની બુદ્ધિ અને કલ્પના કેટલું સરસ કામ કરી શકે છે! એ ચિત્રો જોતાં આપણને જરૂર એમ લાગી આવે કે આ કામ માણસનું નહિ પણ કોઇ દૈવી શક્તિનું હોવું જોઇએ.

બીજે દિવસે રોમનું સેંટ પિટરનું દેવળ જોવા ગયા. એ દેવળ ૨૪૦ ફીટ લાંબુ, ૧૮૦ ફીટ પહોળું અને ૯૦ ફીટ ઉંચુ છે. તેમાં અખૂટ સમૃદ્ધિ ભરેલી છે, અને ઘણુંખરૂં કામ સોનાનું છે. તેના ઘુમટમાં સોનાની સિલીંગ જડેલી છે અને તેમાં સ્વર્ગ અને નરકના દેખાવો કોતરેલા છે જે જોઇ તાજુબી થઇ આવે છે. આ દેવળમાં ઇસુ ખ્રિસ્તના મુખ્ય શિષ્ય સેંટ પિટરની ૭॥ ફીટની ઉંચાઇની પોલાદની પ્રતિમા છે. તેના જમણા પગે દરેક ખ્રિસ્તી જાત્રાળુ આંગળા અડાડી આંખે લગાડે છે અને ચુમી કરે છે. આ

પ્રકારના ચરણસ્પર્શથી તે પગનો અગુઠો અને આંગળીઓ છેક ઘસાઇ ગયા છે. પોલાદના આટલાં પ્રચડ પુતળાના પગને કેટલા બધા માણસોના હસ્તસ્પર્શ થયા હશે ત્યારે આ આગળાઓ ઘસાયા હશે !

આ ભવ્ય દેવાલયમા આખા ૬૦૦ ઓરડા તો કેવળ અવનવી વસ્તુઓના સમૂહથી જ ભરપૂર ભરેલા છે. એની કીંમત ગણીએ તો અબજો પાઉડ જેટલી થવા જાય, અને એના સૌદર્યની તો શી પ્રશંસા કરવી ! દેવળમાં પ્રવેશ કરતાની સાથે જ એક એવુ શાંત અને પવિત્ર વાતાવરણ છવાયલુ લાગ્યુ કે હૃદયમા ભવ્યતા અને શાતિના ભાવ ગુજી રહ્યા. કમભાગ્યે હુ સરસ્વતીના પ્રસાદથી વચિત છુ એટલે આવા આવા સ્થાનો જોતા મારા હૃદયમાં ઉત્પન્ન થયેલી લાગણીઓ અને મગજમાં ઉભરાતા વિચારોને અક્ષરોમાં યોગ્ય રીતે ઉતારી શકતો નથી-પણ ટૂકમા માત્ર એટલુ જ કહી શકું છુ કે આવા ભવ્ય સ્થલમા મૃત્યુ થાય તો પણ પરમ સુખમા થાય એમ મને લાગી આવ્યું.

આ આખા દેવળમા આરસપહાણ સિવાય બીજો પથર વપરાયો નથી. દેવળમા અનેક રાજાઓ અને રાણીઓના આરસપહાણના બાવલાઓ છે અને બહારના ભાગમા પણ આરસના હજારો પુતળાઓ ગોઠવેલા છે. સેંટ પિટરની માફક ઇસુ ખ્રિસ્તના બીજા એક પટ્ટશિષ્ય સેંટ પોલનુ દેવળ પણ વિપુલ સમૃદ્ધિથી ભરપુર છે અને આરસપહાણનુ બાંધેલુ છે. આરસનો ૭૫ ફીટ ઉચો સ્તભ એક જ પત્થરમાથી ઘડી કાઢેલો એવા સેંકડો સ્તભો આ દેવળમા છે જેમાના પ્રત્યેકનું વજન ૫૦ ટન જેટલુ થાય છે. આ દેવળોમા દર્શન અર્થે તથા ઇટાલીની કારીગિરી તથા જૂનો ખજાનો અને ચિત્રકલા જોવા માટે દુનિયાભરના દેશોમાથી દર સાલ લાખો માણસો આવે છે જેનાથી દેશની રેલ્વેઓ, સ્ટીમરો, હોટેલો અને માણસોને પુષ્કળ કમાણી થાય છે અને રાજ્યને તેમ જ પ્રજાને ખૂબ લાભ થાય છે. હિંદુસ્તાનમા પણ એકવાર એવી જ સમૃદ્ધિ કારીગિરી અને કલા હતી, પરંતુ તેના ઉપર અનેક પરરાજ્યોના

આક્રમણો થયા તેઓએ તેમાંની ઘણીનો નાશ કરી નાખ્યો અને કેટલીક લૂંટીને પોતાના દેશોમાં લઇ ગયા. હજુ પણ આપણી એ પુરાતન સમૃદ્ધિ હિંદુસ્તાનમાંથી ખસી ખસીને યુરોપ અમેરિકામાં વાસ કરતી જાય છે, કારણકે ગુલામ પ્રજાના દેશને એવી સુંદર યાદગિરીઓની કશી જરૂર નથી અને મરી ગયેલા લોહીમાં એ યાદગીરીઓથી વીરતા પ્રકટવાની નથી. એ યાદગીરીઓ એક વખતની ભારતવર્ષની વીરતાના સ્મારક રૂપ છે અને આજે એ સુંદર સ્મારકો પણ આપણા પામરતાને પામેલા દેશમાંથી રસ્તો પકડતાં જાય છે !

હિંદુસ્તાનમાં રશીઆ આવે કે અફઘાનીસ્તાન આવે, પર્શિઆ આવે કે જરમની આવે, જાપાન આવે કે તુર્કસ્તાન આવે-એ કોઇ હિંદુસ્તાનને કશું આપવા આવનાર નથી પણ હિંદુસ્તાનનું સત્વ પોતાના દેશને માટે લૂટી જવા આવનાર છે. બધા હિંદુઓ ઇસ્લામી બને કે બધા ઇસ્લામીઓ હિંદુ બને તેથી પણ હિંદનો ઉદ્ધાર થનાર નથી. હિંદની આઝાદી હિંદના પોતાના જ હાથમાં, પોતાના જ અંગમાં છે. આપણા હૃદયમાં રહેલ ઘોર અંધકાર દૂર કરી, ભ્રાતૃભાવના પ્રેમની જ્યોત વડે અજ્ઞાન રૂપી તિમિર હટાવીને "હું" ને બદલે "મારો દેશ" એ ભાવના જ્યારે આપણા દિલમાં પ્રકટશે ત્યારે ગુલામીની ઝંજીરો આપોઆપ તૂટી જશે. અસ્તુ.

રોમમાં ધર્મગુરૂઓની યાદગીરી કાયમ રાખવા માટે મોટા મોટા ધર્મગુરૂઓના માથાની ખોપરીઓ સાચવી રાખેલી છે, અને તેના ૩ ઓરડાઓ ભરેલા છે જે જોઇને ઘડીભર ગભરાટ થઇ આવે તેવું લાગે છે. યુરોપમાં પદરમી અને સોળમી સદીઓમાં જ્યારે ધર્મના અંદર અંદરના ઝગડાઓ ચાલતા ત્યારે એક વખત એવો આવી ગયો હતો કે રોમન કૅથોલિક પંથના ધર્મગુરૂઓ જો બહાર નીકળે તો તેમને મારી નાંખવામાં આવતા હતા. આથી તેઓ ગુફાઓમાં ભરાઇ રહીને પ્રાર્થનાઓ કરતા. આ વખતમાં રોમન કૅથોલિક પંથની દીક્ષા લીધેલા જે જે માણસો મરી ગયા તે સહુના હાડપિંજરો માથાની તુબડી સાથે એમને એમ સાચવી રાખેલાં છે અને તેના દસ ઓરડાઓ ભરેલા છે.

તે રાત્રે રોમમાં એક નાટક જોવા ગયા. ભાષા તો સમજાય નહીં, પણ સંગીતમાં તાલ, સુર અને વાજિત્રની એવી સુંદર મિલાવટ હતી કે ભાષા સમજ્યા વગર પણ એ નાટકમાં અમને બહુ જ આનંદ પડયો.

ઇટાલીને ઇશ્વરે કેવી રસાલ જમીન અને કેટલી કુદરતી સમૃદ્ધિ આપી છે ! પાર વગરની નદીઓ પાણી આપી રહી છે—જ્યારે હિંદુસ્તાનમાં કોઇ કોઇ ઠેકાણે તો માણસને પીવા પુરતું પણ પાણી મળી શકતું નથી ! કહેવત છે કે રામ રૂઠે ત્યારે રિદ્ધિ સિદ્ધિ ચાલી જાય તેમ અત્યારે ભારતવર્ષનો રામ રૂઠયો છે !

રોમમાં બધા મળી ત્રણ દિવસ રોકાઇ ત્યાંથી ફ્લોરેન્સ આવ્યા. મજાનું અને હરિયાળું સુંદર શહેર, અને નદીને કીનારે કીનારે રેલ્વે ચાલી જાય છે. આખો ઇટાલી દેશ ખેતીમય છે, એક ઇંચ પણ ખેતીને લાયકની જગ્યા વાવેતર વગરની નથી. કુદરતની બક્ષિશ પામેલ દેશ અને તેમાં સાહસિક અને મહેનતુ પ્રજા એથી કુદરત અને કૃત્રિમતાની સુંદર મિલાવટ વડે પૃથ્વી ઉપર સ્વર્ગ ઉભું થઇ રહ્યું હોય તેવું લાગે છે. ફ્લોરેન્સની પ્રજા પણ રોમની પેઠે બહુ ખૂબસુરત અને તંદુરસ્ત છે. કોઇ મનુષ્યના મ્હોં ઉપર ગ્લાનિ દેખાતી નથી. ૮૦ વરસનો ઘરડો માણસ હોય તે પણ જુવાન જેવો તંદુરસ્ત, વેગભર્યો અને ઉત્સાહી દેખાય. આખી પ્રજાના મ્હોં ઉપર આનંદ અને ઉત્સાહની લાગણીઓ તરવરી રહેલી હોય છે.

ફ્લોરેન્સમાં અમે નદીને કીનારે એક હોટલમાં ઉતર્યા. અહિં પણ દેશના બીજા શહેરો માફક વીરોના બાવલાઓ દરેક ગલીએ ગલીએ અને પુલો ઉપર બિરાજી રહ્યા છે અને નિયમ પ્રમાણે તે દરેકની નીચે તેનું નામ, અને તેણે શું પરાક્રમ કર્યું કે દેશની શી સેવા બજાવી તે કોતરેલું હોય છે.

ઇટાલીનો પ્રખ્યાત ચિત્રકાર માઇકલએંજેલો ફ્લોરેન્સમાં જન્મ્યો હતો અને ત્યાં તેણે સુંદર કીર્તિ મેળવ્યા પછી રોમના

પાદશાહનું તેડું આવતાં તે રોમમાં જઇ વસ્યો હતો. બીજો વિખ્યાત ચિત્રકાર રાફેલ પણ ફ્લોરેન્સમાં થઇ ગયો. તે બન્ને મહાન વિભૂતિઓનાં રહેવાનાં મકાનો જોયાં. રાત્રે એક નાટક જોવા ગયા પણ તે અમને રોમમાં જોયેલાં નાટક જેવું સારૂં લાગ્યું નહિ. નાટકની ટીકીટ ૧॥ પાઉંડની પડી. બીજા જોનારાઓ નાટકને વખાણતા હતા પણ અમને તેમાં બહુ રસ પડ્યો નહિ.

ઇટાલીનાં મોટાં શહેરો આશરે દસ લાખ માણસોની વસતિવાળાં છે. ફ્લોરેન્સ પ્રમાણમાં નાનું છે. તેની વસતિ ૨ લાખ માણસોની છે. છતાં કલા, સમૃદ્ધિ અને સંપત્તિમાં બીજાં શહેરોથી બિલકુલ ઉતરતું નથી. ફ્લોરેન્સથી ૬૦ માઇલ ઉપર આવેલ પીસા શહેર જોવા અમે મોટર રસ્તે ગયા. રસ્તામાં ઘણાં ગામડાંઓ આવ્યાં ત્યાં કલ્લોલ કરતી, આનંદી અને હસમુખી પ્રજા જોઇ. અમોને જોવા માટે ઘણી વાર લોકોનાં ટોળાં એકઠાં થતાં અને તેમાંથી કોઇક અમને ઇટાલીઅન ભાષામાં પૂછતા કે "તમે કયા દેશના છો? આ દેશ તમોને કેવો લાગે છે?" કોઇ ઠેકાણે કોઇના મ્હોં ઉપર અમે નિરાશા કે દુઃખ દીઠું નહિ.

પીસામાં ૩૭૮ ફીટ ઉંચો એક મિનારો [ટાવર] છે તે "લીનીંગ ટાવર"ને નામે ઓળખાય છે, કેમકે તે એક બાજુએ સહેજ નમી ગયેલો છે. એને સાત મજલાઓ છે અને જમીન ઉપર કાટખુણો મૂકી જોતાં તે એક દિશામાં ૨૫ ડીગ્રી જેટલો નમી ગયેલો દેખાય છે. આ મિનારાની ઉપર અમે ચડી આવ્યા. તેની બાજુમાં એક દેવળ છે તે પણ ઘણું જ સુંદર છે. તેના ઘુમટમાં એવી રચના છે કે એક વાર આપણે અવાજ કરીએ એટલે પા કલાક સુધી તેનો પ્રતિઘોષ ચાલ્યા કરે. અહીં પણ આરસપહાણનાં અનેક સુંદર પુતળાંઓ જોયાં. આ સહુ પુતળાં નગ્ન છે તે જોઇ અમે પૃચ્છા કરી તો જવાબ મળ્યો કે શરીરનું અંગ પ્રત્યંગ બરાબર બતાવવામાં ન આવે તો શિલ્પકારની કલામાં એટલી ખામી ગણાય. એક પુતળું એવું

બનાવ્યું છે કે એક સ્ત્રીને ખભે હાથ રાખીને બાજુમાં એક પુરુષ ઉભો છે. એ પુરુષનાં આંગળા જાણે કે જીવતી સ્ત્રીના શરીર પર દબાવવાથી માંસમાં બેસી જાય તેવી રીતે આ પુતળાંમાં બેસી ગયેલાં દેખાય છે. આથી આ દેશની શિલ્પકલા કેટલી સંપૂર્ણ હશે તેનો ખ્યાલ આવી શકશે. હિંદુસ્તાનમાં પણ એક વાર આવી જ શિલ્પકલા હતી. બુદ્ધની ગુફાઓમાં, આબુ અને દેલવાડામાં અને અજંટાની ગુફાઓમાં સ્ત્રીઓ અને પુરુષોનાં જે પુતળાંઓ છે તે પણ શિલ્પકલાના આવા જ ઉત્તમ નમુનાઓ તરીકે જગત્‌માં ખ્યાતિ પામેલાં છે. પણ આજે જ્યાં માણસને પેટ પુરતું અનાજ ખાવા મળે નહીં ત્યાં આવી ઉત્તમ કલાઓ ક્યાંથી ખીલે!

પીસાથી સાંજે પાછા ફ્લોરેન્સ આવી પહોંચ્યા અને બીજે દિવસે ત્યાંથી વેનિસ જવા માટે ઉપડ્યા.

## પ્રકરણ ૩ જું

## ઇટાલી (ચાલુ) : વેનિસ, મિલાન અને કેમો

વેનિસ એ ઇટાલીનું મોજશોખ અને વિલાસનું ધામ છે. દરીઆનું એ બંદર છે અને જૂના જમાનાથી વેપારના એક મોટા મથક તરીકે ખ્યાતિ પામેલું છે. આખું શહેર એક મોટા તળાવની અંદર બાંધવામાં આવેલું છે અને આવજાવના રસ્તાઓ પણ તળાવના પાણીના જ છે. વેનિસમાં મોટરકારનું નામ નિશાન ન મળે. રસ્તાઓ ઉપર તથા એક મકાનેથી બીજે મકાને આવજાવ કરવા માટે અને માલ લઇ જવા લાવવા માટે પાણીમાં હોડીઓ તરતી હોય છે. આ હોડીઓ "ગોંડોલા" નામથી ઓળખાય છે. જ્યાં જવું હોય ત્યાં આ "ગોંડોલા"માં બેસીને જવાય. વચ્ચે વચ્ચે તળાવના પાણી ઉપર પુલો બાંધેલા છે પણ તે પુલો રાહદારીઓની આવજાવ માટે જ વપરાય છે–મોટરને ચાલવા માટે બીલકુલ રસ્તાઓ છે જ નહીં.

વેનિસમાં ઠેકઠેકાણેથી હજારો માણસો હવાફેર માટે આવે છે. અહીં રહેવાની અને ખાવાપીવાની ઘણી જ સુંદર સગવડ છે. અમે અહીં દરિયાની કનાલ ઉપર એક હોટેલમાં ઉતર્યાં. વેનિસમાં અમને ફરવા હરવાનો અને ખાવાપીવાનો જે આનંદ મળ્યો તેવો આખા યુરોપમાં અન્ય કોઇ સ્થળે મળ્યો નહોતો. ઘણે વખતે અમને અહીં અગાઉના જેવા ચાવલ અને "કરી" ખાવા મળ્યા. ઇટાલીઅન ખોરાકને અનુકૂલ થતાં માંસાહારી તેમજ બિન–માંસાહારી

બેકને શરૂઆતમાં અગવડ પડે છે, કારણ કે યુરોપના બીજા દેશો કરતાં ઇટાલીઅનોની ખોરાક પકાવવાની રીત જૂદી છે અને તે લોકો પકાવવામાં તેલનો બહુ છૂટથી ઉપયોગ કરે છે.

વેનિસમાં રાત્રે આઠ વાગે સૂર્યાસ્ત થાય એટલે જમી ખાઇને નવ વાગે લોકો હોડીઓમાં બેસીને મોજ માણવા નીકળી પડે છે. આવે વખતે જૂદી જૂદી હોડીઓની ઝગમગતી બત્તીઓના ઝળકાટ વડે કેમ જાણે પાણીમાંથી કોઇ સુંદર જ્યોત નીકળતી હોય તેવો ભાસ થાય છે અને તેનાં પાણીમાં પડતાં પ્રતિબિંબથી શોભામાં ઓર વધારો થાય છે. આમાં કેટલીએક બત્તીઓ તો વિવિધ રંગની હોય છે. કેટલીક હોડીઓમાં સંગીતના જલસા ચાલતા હોય છે. ગાનારી સુકંઠી સ્ત્રીઓ અને વાજિંત્ર બજાવનારા પુરુષોની આઠ દસ જણાની મંડળી હોય અને તાલ, સુર અને વાજિંત્રોની સુંદર મિલાવટથી સંગીત ચાલતું હોય. તેવી હોડીની આસપાસ સાંભળનારાઓની પચાસેક હોડીઓ જમા થઇ જાય. સંગીત ચાલતું હોય તેવામાં એક માણસ હાથમાં ટોપલી લઇને ઉઘરાણું કરવા માટે બધી હોડીઓમાં ફરી વળે અને તેમાં આઠથી દસ પાઉંડ જેટલી રકમ થઇ જાય. ગાવા બજાવનારાઓની ટોળી આ રકમ પોતે અંદર અંદર વ્હેચી લ્યે. આ સંગીતનો જલસો જોઇ મને આપણા દેશની રામલીલા યાદ આવી. પણ તેમાં અને આમાં ફરક ઘણો. આખા યુરોપમાં ઇટાલીઅન સંગીત બહુ ઉચી પંક્તિનું મનાય છે અને ગાનારીઓના મીઠા, પહાડી સુર તથા વાજિંત્રો વડે આ સંગીત ઘણું જ સરસ લાગતું હતું.

બીજે દિવસે શહેર જોવા નીકળ્યા. દેવળો તથા કલાના નમુનાઓ અને કાચની ફેકટરીઓ જોઇ. અમારી સાથેનો ભોમીઓ બહુ જ સારો અને ભલો માણસ હતો તેથી અમને બહુ આનંદ મળ્યો. શહેરમાંથી અમે થોડી ઘણી ખરીદી કરી. ઇટાલીમાં રેશમનાં કારખાનાઓ ઘણા છે અને તેની શરૂઆત અહીંથી થાય છે. દેશમાં આરસ અને એલ્યુમિનીઅમ સિવાય બીજો કોઇ ખનિજ પદાર્થ થતો નથી તેમ જ દેશમાં તેલના કુવાઓ, લોખંડની કે કોલસાની




મિલાન : કબ્રસ્તાનમાંના મનોહર દશ્યો





મિલાન : કબ્રસ્તાનમાંનાં મનોહર દૃશ્યો

ખાશો પણ કયાપે છે નહીં. તેથી તેવી બધી વસ્તુઓને માટે ઇટાલીને પરદેશો ઉપર આધાર રાખવો પડે છે. ઇટાલી ખાસ કરીને ખેતીપ્રધાન દેશ છે અને યુરોપના બીજા દેશોના કરતા પ્રમાણમા ગરીબ છે.

વેનિસમા અમોને થોડેક દિવસ રોકાઇ જવાનો વિચાર થયો પણ અમારી મુસાફરીનું "પ્રોગ્રામ" થોમસ કુક કંપની મારફતે ગોઠવેલ હતુ. તેથી વધારે રોકાવાનું બની શકયુ નહિ. શહેરમાં ફરતા અમોને ત્રણ પારસી કુટુંબો અને એક બંગાળી કુટુંબ સાથે મુલાકાત થતા બહુ આનંદ થયો.

વેનિસથી નીકળી અમે મિલાન આવ્યા. ઇટાલીનું દરેક દરેક શહેર એવું છે કે તેમા કાઇને કાઇ નવુ જેવાનુ હોય જ. મિલાનમા એક મોટુ દેવળ છે તેની ઉંચાઇ છસો ફીટની છે, અને તેનો વિસ્તાર દસ એકર જેટલી ચોરસ જમીનમા છે. આ દેવળના ઘડતરમા દરેકે દરેક પત્થર ઉપર જુદુ જુદુ કોતરકામ, દરેક શિખરની બનાવટ એક બીજાથી જુદી અને તેમા બેસાડેલા કુલ ૪૮૦૦ બાવનાઓના ચ્હેરા તથા ઉપરના હાવભાવ એક બીજાથી જુદા એવી મનોહર વિવિધતા છે. અંદર પુષ્કળ જવાહીર ભરેલુ છે અને આખા દેવળનો સંપૂર્ણ ખ્યાલ ગમે તેટલા લાંબા વર્ણનથી પણ આપી શકાય તેવુ નથી

તે ઉપરાંત મિલાનનુ કબ્રસ્તાન ખાસ જેવા લાયક છે. ત્યાં પણ આરસપહાણની અનેક સુંદર કૃતિઓ ઉભી કરેલી છે. કોઇ માશુક મરી ગઇ હોય તો તેની કબર ઉપર રુદન કરતા આશકનુ પુતળુ ચુંબન કરતું બેઠુ હોય. કોઇ માતા કે પિતા પોતાના મરેલાં બાળકને પ્યારથી ભેટી રહેલ હોય, કોઇ ખેડૂત મરતી વખત પોતાના વ્હાલા બળદ કે ઘોડાને બાઝી પડયો હોય એવા માનવહૃદયના અનેક સુંદર ભાવો આરસની પ્રતિમાઓ ઘડી ઘડીને આ સ્મશાનભૂમિમા મૂર્તિમંત કરવામા આવેલા છે. મરેલાઓની કબરો ઉપર આવી સુંદર યાદગિરીઓ દરેક શહેરમા નજરે પડે છે અને આ

રીતે કારીગિરીમાં જે નાણાં ખરચાય છે તે બધા પણ દેશમાં જ રહે છે અને દેશનું સૌંદર્ય વધે છે.

મિલાનમાં હાલના ઇટાલીના ભાગ્યવિધાતા અને સર્વસત્તાધીશ મહાન નર મુસોલીનીનું મકાન છે, અને તેની કચેરી તથા દેશનું પાર્લામેંટનું મકાન રોમમાં છે. આ મુસોલીનીના અમલ નીચે અત્યારે ઇટાલી દેશ ખૂબ આબાદ થઇ રહ્યો છે અને ઉંચી લશ્કરી તાલીમ મેળવી રહ્યો છે જેમાં સ્ત્રીઓ પણ લશ્કરી પોષાક પહેરીને ભાગ લેતી થઇ ગઇ છે. અહીંનો લશ્કરી પોષાક કાળા રંગનો રાખેલો છે. દર રવિવારે વિદ્યાર્થીઓનું અને લશ્કરનું સરઘસ નીકળે છે અને તેમને મુસોલીની પોતે ભાષણો આપી દેશસેવાનો ઉપદેશ કરે છે. મિલાનની વસતિ આઠ લાખ માણસોની છે અને ઇટાલીના વેપારનાં મુખ્ય મથકોમાં તેનુ સ્થાન બીજે નંબરે છે. આ શહેરમાં અમને ૫દર વરસ સુધી હિન્દુસ્તાનમાં વસી આવેલા એક ઇટાલીઅન સજ્જનની મુલાકાત થઇ અને તેમને હિંદી વાતચીત કરતા સાંભળ્યા. અહીં જાપાન કોટન ટ્રેડીંગ કમ્પનીની મોટી ઓફીસ છે અને તેના મેનેજરે અમારા સત્કાર માટે અમને એક ખાણું આપ્યું હતું. મિલાનની આસપાસમાં સુતર, કાપડ, રેશમ અને બીજી વસ્તુઓનાં ઘણાં કારખાનાંઓ છે. અમારી તે જોવા જવાની ઇચ્છા હતી પણ તે દહાડે જાહેર તહેવાર હોવાથી અને શહેરમાં લશ્કરની તથા એરોપ્લેનની કવાયત થતી હોવાથી અમો તે કારખાનાંઓ જોવા જઇ શકયા નહીં.

આખા ઇટાલી દેશમાં પ્રજાની સગવડને માટે રાજ્ય તરફથી બારે ખર્ચ કરવામાં આવે છે તેમ જ પરદેશોથી આવતા મુસાફરો માટે પણ કશી તકલીફ વેઠવી ન પડે તેવાં પુષ્કળ સાધનો રાખવામાં આવેલાં છે. આખા દેશમાં બધે સારામાં સારા પાકા રસ્તાઓ છે—ગામે ગામ વિજળીની બત્તીઓ અને ટ્રામ ગાડીઓ છે. શહેરોમાં મોટા મોટા લીલાકુંજાર બગીચાઓ, અને તેમાં બેસવા માટે બાંકડાઓ ગોઠવેલાં હોય છે. અંદર ઉત્તમ કારિગિરિનાં અનેક બાવલાંઓ ગોઠવેલાં હોય છે, જેની સુંદરતા રાત્રિયે વિજળીની બત્તીઓની રોશનીમાં

ઓર દીપી નીકળે છે. બગીચાઓની અંદર ખાવાપીવાની સર્વ વસ્તુઓ મળી શકે તેવાં રેસ્ટોરાંઓ આવેલાં હોય છે. નિશાળો, કોલેજો અને યુનિવરસીટીઓનો સુમાર નથી. દેશનાં યુવાન-યુવતિઓને લશ્કરી તાલીમ પૂર ઉત્સાહથી અપાયા કરે છે. નાના નાના ગામડાંઓમાં અને છૂટાં છૂટાં ખેતરોમાં રહેનારાં બાળકોને પણ ભણવાની સગવડ મળે તેવી રીતે નિશાળો યોગ્ય અંતર ઉપર બહુ જ તંદુરસ્ત અને ખુલ્લી હવાવાળાં સ્થલોએ ટેકરીઓ ઉપર બાંધવામાં આવેલી છે.

દેશની પ્રજા અતિશય મહેનતુ અને પોતપોતાનાં કામમાં મશગુલ રહેનારી છે. સ્ત્રીઓ અને પુરુષો-નાના અને મોટા સહુ માણસો કામ કામ ને કામ જ કરતા હોય છે, કોઇ માણસને કામને વખતે નવરા બેસીને ગપ્પાં મારતાં મેં ક્યાં યે જોયા નહીં. આપણા દેશના લોકો કરતાં અહીંના માણસો રોજનું અનેકગણું કામ કરી શકે છે અને વખતની એટલી બધી કીંમત સમજનારા છે કે ક્ષણ પણ નકામી ગુમાવતા નથી. રસ્તે ચાલતા લોકો પણ જાણે દોડતા જતા હોય તેમ લાગે. એક બીજાની નિન્દા કે કુથલી કરવાનો લોકોને અવકાશ હોતો નથી. સહુસહુને માર્ગે ચાલ્યા જતા હોય તેમાં પારકાની પરવા કે પંચાત કોઇ કરતું નથી. સ્ત્રીઓ અને નાની ઉમરની છોકરીઓ પણ બાઇસીકલો ઉપર લાંબી લાંબી મુસાફરીઓ કરે છે અને દિલમાં કોઇનો ભય રાખતી નથી. ગમે તે કામ કરવાનું હોય તે લોકો ઓછામાં ઓછા વખતમાં સારી રીતે થઇ શકે એમ કરી નાખે છે.

લોકોમાં ઇર્ષ્યા કે અદેખાઇ નથી. એક મકાનમાં લક્ષાધિપતિ રહેતો હોય અને તેની બાજુના મકાનમાં સાધારણ સ્થિતિનો કોઇ માણસ રહેતો હોય પણ તે બન્ને સમાનતાથી રહે અને દેશની વાત આવે ત્યાં ગરીબ તવંગર સહુ પોતાના સર્વસ્વનો ભોગ આપવા તૈયાર થઇ જાય. સ્ત્રી કે પુરુષ ઉમર લાયક થાય એટલે પોતપોતાના ગુજરાનના સાધનો પોતાની મેળે મેળવી લ્યે અને બીજાંઓના ઉપર આધાર રાખે નહિ. તેમ બીજાંઓ તેમનાં ભરણ પોષણની પરવા પણ કરે

નહિ માણસ પોતાની ઇચ્છા થાય ત્યારે પોતાની શક્તિ હોય તો લગ્ન કરે, નહિ તો ગમે તેટલી મોટી ઉમર સુધી અવિવાહિત રહે યુવાન વયની સ્ત્રીઓ ગમે ત્યાં એકલી ફરતી હોય છતાં કોઇની તાકાત નહિ કે તેની સામે કોઇ આંગળી ઉંચી કરી શકે કુટુંબમાં જેટલાં માણસો હોય તે બધાના માસિક ખર્ચ બાંધી આપેલા હોય અને તેનાથી વધારે પૈસા જોઇએ તો તે પોતે કમાઇ લાવે હિન્દુસ્તાનના સયુક્ત કુટુંબની પેઠે એકની કમાણી ઉપર અનેક જણા તાગડધીન્ના કરતા હોય અને વગર મહેનતે મફતના ખાનપાણી ઉડાવતા હોય તેવુ આ દેશમા નથી અહીં તો દરેક વ્યક્તિ મહેનત કરનારી હોય છે મનુષ્યની સ્વતત્રતાની ભાવના પણ યુરોપમા સર્વત્ર ખીલી નીકળેલી છે, અને વ્યક્તિસ્વાતંત્ર્ય પણ બહુ હદે પહોચી ગયુ છે સ્ત્રી સ્વાતંત્ર્યની સીમા જ રહી નથી ગમે તેટલી મોટી ઉમર થતા સુધી અથવા જીદગીભર પણ સ્ત્રીઓ કુવારી રહી શકે છે અને તેમને કોઇ પૂછતુ નથી કે કોઇ તેમની ટીકા કરતુ નથી અલબત્ત, આ બધી સ્વતત્રતાનો ઘણે ઠેકાણે દુરૂપયોગ પણ અવશ્ય થાય છે પણ તેવો દુરૂપયોગ કરનાર વર્ગ બહુ ઓછો છે છતા તેને લઇને યુરોપની પ્રજાના નૈતિક ચારિત્ર્ય ઉપર કલક તો જરૂર ચોટે છે જ. अति सर्वत्र वर्जयत् । એમ ડાહ્યા પુરૂષો કહી ગયા છે તેથી હાલની આ અતિશય સ્વતત્રતાનુ ભવિષ્યમા હજુ યુરોપને કઇ ખરાબ પરિણામ વેઠવુ પડે તો કહી શકાય નહિ

ઇટાલી દેશની વસતિ સાડાચાર કરોડ માણસોની છે દેશમા મુખ્ય વેપાર ખેતીનો છે આખા યુરોપમા મોટરો વપરાશ ખૂબ છૂટથી થાય છે સિવાય દેશમા ચામડાના તેલના કાચના કારખાના અને ઉનની અને સુતરની કાપડની મીલો પણ છે અને આરટીફીશીઅલ' (બનાવટી) રેશમના કારખાનાઓ પણ ઘણા છે તે ઉપરાત ઘઉંના આટામાથી જેમ આપણે સેવ બનાવીએ છીએ તેવી જાતની ખાવાની એક વસ્તુ બનાવવાના પણ ઘણા કારખાનાઓ છે આ બધા કારખાનાઓ વિજળીક બળથી ચાલે છે અને વિજળીક બળ પાણીના પ્રવાહમાથી મેળવવામા આવતુ હોવાથી ઘણું સસ્તુ પડે છે

દેશમા આત્મભોગ અને શૌર્ય એ બે ખનિજેની પુ જી પેદાશ છે અને તેની દુનિયાભરમા નિકાશ થાય છે ઇટાલીનો આ ત્યાગ દુનિયાના ખુણેખુણામા પહોચી ચૂકેલ છે અને તેનો શૌર્ય દુનિયા ભરમા મસ્તે ભાવે વેચાય છે

દેશમા શહેરે શહેરમા વસતિને માટે આનદ વિનોદના પુષ્કળ સ્થાનો, જેવા કે બાગ બગીચાઓ, સિનેમા, નાટ્યશાલાઓ, સગ્રહસ્થાનો, રમતગમતના સ્થાનો વગેરે નજરે પડે છે લડાઇઓમા દેશને માટે જિન્દગીની કુરબાની કરનારાઓના સ્મારક તરીકે ગામે ગામની મ્યુનિસીપાલીટીઓ તરફથી મોટા સુદર બગીચાઓ બનાવી તેમા તે વીરોનુ સ્મારક કાયમ રહે તેવા સ્વર્ગની અપ્સરાઓના, દેવીઓના પહેલવાનોના અને વિવિધ જાતના બાવલાઓ બેસાડેલા છે આવા સ્મારકો ઉભા કરવામા આખા ગામના લોકો સ્વેચ્છાથી અઠવાડીઆમા એક દિવસ વગર પૈસે કામ કરવા લાગી જાય એવી દેશદાઝ અને દેશબધુઓ તરફની લાગણી પ્રજામા ભરેલી છે છેલ્લી યુરોપની લડાઇમાં હિદી પ્રજાના લાખો માણસો મરી ખપ્યા તેમની યાદગિરીમા એક મોટો 'પિલર' ઉભો કરી દીધો એટલે બસ પત્યુ ! જ્યારે અહિ તો ગામોગામના વીરોની યાદગિરીમા સો સો બસો એકરના વિસ્તારના મોટા બગીચાઓ ઉભા કર્યા છે જેમા લોકો હરે ફરે અને આનદ કરે અને એ વીરોનુ સ્મરણ પોતાની યાદદાસ્તમા કાયમ રાખે જેથી ફરીવાર જરૂર પડે ત્યારે તેમના જેવી જ કુરબાની કરવા પ્રજા તૈયાર થઇ જાય

મરનાર વીરનરની કીર્તિ તરફ આ દેશમા જેટલુ માન આ રીતે સચવાય છે તેવી જ રીતે મરણની ગભીરતા અને પવિત્રતા પણ સચવાય છે આપણા દેશમા આજે જીવતા મનુષ્યની પણ બહુ કીમત નથી તો પછી મરેલા મુરદાનુ તો શુ મહત્ત્વ હોય ! પરતુ અહી તેવુ નથી આપણા લોકોમા માણસ મરી જાય એટલે તેના શબને જાણે કેમ તે નનામીમાથી પણ ઉઠીને નાસવા માડવાનું હોય તેમ ખૂબ સીકડીને બાધી લેવામા આવે છે અને ભરરસ્તેથી દોડાદોડ ઝોલા ખાતું ખાતુ ઝટપટ

ઉપાડી જવામાં આવે છે. સ્મશાનમાં તેનો અગ્નિસંસ્કાર થાય ત્યારે પણ તેના ઉપર ગમે તેમ લાકડા ગોઠવી જાણે કેમ હિન્દુસ્તાનમાં જન્મ લીધો એ મરનારે મોટું પાપ કર્યું હોય તેમ તેની સજા રૂપે બળતા શબને પણ લાકડાંઓથી ખૂબ પિટવામાં આવે છે! આવી પ્રથા કોઇ પણ સુધરેલા દેશમાં દીઠામાં આવતી નથી. આ દેશમાં તો ગમે તેવો ગરીબમાં ગરીબ માણસ મરી ગયો હોય તો પણ તેના શબને એક કાળી પેટીમાં ખૂબ કાળજીથી સુવાડી તેના ઉપર ફૂલો નાખી તે પેટીને આસ્તે આસ્તે ઘોડાગાડીમાં મૂકીને લઇ જવામાં આવે છે. તે વખતે રસ્તેથી ગમે તે ગરીબ યા તવંગર માણસ ચાલતો કે ગાડી યા મોટરમાં જતો હોય તો તે શબને નમ્રતાથી રસ્તો આપે અને તેના માનમાં ટોપી ઉતારી મરનાર માટે મનમાં પ્રાર્થનાના બે શબ્દો ઉચ્ચારે. સ્મશાનભૂમિમાં મરનારને જ્યાં દફન કરવામાં આવે ત્યાં તેના સંબંધીઓ પોત-પોતાની શક્તિ અનુસાર તેની કબર ઉપર તેની યાદગિરી કાયમ રાખવા માટે કંઇક સ્મારક ઉભું કરે અને દર રવિવારે ત્યાં આવી કબર ઉપર ફુલો ચ્હડાવી મરનારના આત્માની શાંતિ માટે ઇશ્વરની પ્રાર્થના કરે. યુરોપની પ્રજા જડવાદી કહેવાય છે છતાં ચૈતન્યવાદી હિન્દુ પ્રજાના કરતાં માનવ જીવનની તેમ જ માનવીના મૃત્યુની બન્નેની કીંમત તે વધારે સારી રીતે સમજનારી છે તેમાં શક નથી.

યુરોપ પાસેથી હિન્દુસ્તાને જેમ ઘણું શીખવાનું છે તેમ યુરોપીય સંસ્કૃતિમાં પેસી ગયેલ કેટલીક અનિષ્ટ બાબતોથી દૂર પણ જરૂર રહેવાનું છે. હિન્દુસ્તાનથી આવતા ઘણા યુવાન વયના માણસો યુરોપની સ્વતંત્રતાના રંગમાં રંગાઇ જઇ પોતાના મન અને ઇંદ્રીયો ઉપરનો કાબુ ખોઇ બેસે છે અને ખરાબ રસ્તે ચડી જવાય તેવાં લલચાવનારાં સાધનોને વશ થઇ પોતાનાં નાણાંની તેમ જ જિન્દગીની ખરાબી કરે છે. "ગામ હોય ત્યાં ઢેડવાડો હોય જ" એવી આપણામાં એક કહેવત છે. તે પ્રમાણે પીળું એટલું બધું જ સોનું નથી હોતું અને યુરોપમાં પણ પ્રજાજીવનની જેમ ઉજળી બાજુ છે તેમ કાળી બાજુયે છે. દૃષ્ટાંત તરીકે યુરોપમાં દારૂનો ઉપયોગ અતિશય છૂટથી થાય

છે અને નૈતિક ચારિત્ર્યના બંધનો બહુ ઢીલા હોવાથી નબળા મનના માણસોનું ચારિત્ર્ય શિથીલ થઇ જતા પણ વાર લાગતી નથી. પરન્તુ શુણગ્રાહી માણસે હમેશા દરેક ઠેકાણેથી સારૂં સારૂં દેખાય તે જ ગ્રહણ કરવુ અને ખરાબ તત્ત્વોથી દૂર રહેવુ જોઇએ. લાલચની વસ્તુઓ ઘણી છે અને અહીંની પ્રજાની પ્રકૃતિ જ એવી છે કે હર-કોઇ માર્ગે જીવનનો આનદ મેળવી લેવો, તેથી ગરીબ કે તવંગર વૃદ્ધ કે જુવાન, સહુ પોતપોતાને ફાવે તેમ જીવનનો આનદ મેળવી લ્યે છે-પછી માણસનુ મન જેમ ઉન્નત તેમ એ આનદ ઉચ્ચ કોટિનો અને મન હલકુ તેમ એ આનદ હલકા પ્રકારનો હોય છે.

આ દેશમા લોકોને ઘરડું દેખાતુ ગમતું નથી—ખાસ કરીને સ્ત્રીઓને તો નહીં જ. કોઇને ઘરડુ માણસ કહીએ તો તે અપમાન કર્યું ગણાય. અમારી સાથે મુસાફરીમા ગાડીમા કેટલીક વૃદ્ધ ઉમરની સ્ત્રીઓ હતી. તેઓ જુવાન દેખાવા માટે ક્યાંક ક્યાંક અરિસો કાઢી માથાના વાળ ઓળે, હોઠ ઉપર લાલ રગ લગાડે અને મ્હો ઉપર પાઉડર ચોપડે. આ ક્રિયા બધી સ્ત્રીઓના ચાલુ વ્યવહાર જેવી થઇ પડી છે અને અરિસો, દાતીયો, પાઉડર પફ વગેરે સામાનની એક નાનકડી બેગ તેઓ કાયમ સાથે જ રાખે છે અને માણસોના સમૂહની વચ્ચે પણ, હોટેલમા ખાણું ચાલુ હોય તેવે વખતે અથવા ગમે તે વખતે દરેક ઠેકાણે આ પ્રકારની સુદરતા પ્રદર્શિત કરવાની ક્રિયા ચાલતી જ હોય છે. પુરુષો તેમ જ સ્ત્રીઓને કપડા પહેરવાનો પણ અજબ શોખ છે. બિનકુલ મેલુ કે હલકુ કપડુ સારા સમાજમા ચાલે જ નહીં અને ગરીબ તવગર સહુ કપડા પાછળ ભારે ખર્ચ કરે છે અને એના મુલ્યવાન અને સુંદર કપડા પહેરે છે કે વસ્ત્રો ઉપરથી તો ગરીબ અને શ્રીમત માણસો કળી કાઢવા એ અશક્ય જ થઇ પડે.

આટલા લખાણથી આ દેશમા જેટલુ જોવામા અને જાણવામા આવ્યુ તેનો યત્કિંચિત ખ્યાલ વાચનારાઓને આપવા કોશિશ કરી છે, જો કે ખરો ખ્યાલ તો દેશ નજરોનજર જોયા વગર આવવો શક્ય નથી. અસ્તુ

મિલાનથી અમે મોટર રસ્તે ઇટાલીનું એક બીજું શહેર કોમો જોવા ગયા. ત્યાં રેશમ બનાવવાનાં કેટલાંક કારખાનાંઓ જોવા જેવાં છે. અંહી આવનાં રસ્તામાં બીજા પાંચ ગામો આવ્યાં. રસ્તે આખે સુંદર તળાવો, નદીઓ અને બરફના પહાડો તથા ટેકરીઓ ઉપર બાંધેલા ઉંચા ઉંચા બગલાઓ અને સર્વત્ર ઝળકતી વિજળીની બત્તીની રોશની જોના જોતા કોમો આવ્યા. કોમોથી ત્રણ કલાકની જમીન રસ્તે રેલ્વેની અને પાણી માર્ગે ચાર કલાકની મોટોર બોટની મુસાફરી કરીને આખે રસ્તે કુદરતની અપ્રતિમ સુંદરતાનુ અવલોકન કરતા કરતા તારીખ ૪થી જુનના રોજ અમે સ્વિત્ઝરલેંડના પાટનગર જીનીવામાં આવી પહોંચ્યા.



# પ્રકરણ ૪ થું

## સ્વિત્ઝરલેંડ

છેલ્લા યુરોપીય મહાવિગ્રહની સુલેહ થતાં જે સ્થળે તહનામું થયું તે જિનીવા. મિલાનથી અમે જિનીવા આવી પહોંચ્યા. આ શહેર કુદરત અને કલાની સુંદરતાનો એક અદ્વિતીય નમુનો છે. શહેરની ચારે બાજુ બરફના પહાડો છે અને શહેર એક મોટા તળાવના કીનારા ઉપર બાંધેલું છે. તળાવમાં બોટ માર્ગે મુસાફરી કરી આજુબાજુના અનેક ગામડાંઓમાં જઇ શકાય છે. સ્વિત્ઝરલેંડની પાર્લામેંટ આંહી મળે છે, અને પ્રજાસંઘ (લીગ ઓફ નેશન્સ) ની ઓફીસ પણ આ શહેરમાં છે. તે ઉપરાંત ઘણી ખરી આંતરરાષ્ટ્રીય પરિષદોની બેઠકો આ શહેરમાં મળે છે. અમે ત્યાં પહોંચ્યા તે વેળા આંતરરાષ્ટ્રીય મજૂર સંઘની બેઠક ચાલુ હતી જેમાં અમેરિકા અને રુશિયા સિવાયના દુનિયાભરના તમામ દેશોના પ્રતિનિધિઓ હાજર થયા હતા. આંહી મને શરદી થઇ આવવાથી તબીબી સલાહ મુજબ આઠ દિવસ રોકાઇ જવાની જરૂર પડી તેથી દેશ જોવાનો સારી રીતે અવકાશ મળી શક્યો. એક દિવસે પ્રેક્ષકો તરીકે અમે મજૂરસંઘની બેઠકનું કામકાજ જોવા ગયા. આવી બહારથી મોટી દેખાતી પરિષદોનો અંદરખાનેથી કેવો વહીવટ ચાલે છે. તે જોવાની આ એક સારી તક મળી. અમે ગયા ત્યારે હિંદુસ્તાન તરફથી એક ગૃહસ્થ બોલવા ઉભા થયેલા. તેમણે દસેક મિનિટ સુધી કશુંક ભાષણ કર્યું પણ તે એટલા ધીમા અવાજે બોલ્યા કે બહુ જ ઓછા માણસો તે સાંભળી કે સમજી

શકયા હશે. તેમના બોલી રહ્યા પછી સરકાર તરફથી તેનો પ્રત્યુત્તર આપવા સર એ સી. ચેટરજી ઉભા થયા. આ બંગાળી "નાઈટ" ઇંગ્લંડમાં "હાઇ કમિશનર"નો ઓદ્દો ધરાવે છે અને બ્રિટિશ સરકારનો પગાર ખાય છે એટલે તેઓ પોતાના ભાષણમાં શું બોલ્યા હશે અને હિંદી સરકારના વર્તણુનો કેવો ફક્કડ બચાવ તેમણે કર્યો હશે તે વાચનારાઓ સહેલાઇથી સમજી શકશે. બીજા હિંદીઓમાં, મજૂર પક્ષના પ્રતિનિધિ તરીકે સર્વંટસ ઓફ ઇંડીઆ સોસાયટીવાળા મિ. જોશી આવેલા, પણ તેમની તબિયત નાદુરસ્ત હોવાથી તેઓ બેઠકમાં હાજર થયા નહોતા અને તેમને બદલે તેમના સેક્રેટરી આવેલા હતા. આ પરિષદ્‌ની ખુરસીઓ દીપાવનારા સહુ પ્રતિનિધિઓ જોવાલાયક હતા. તેમાંના આઠ ગૃહસ્થોને તો અંગ્રેજી સિવાય બીજી કોઇ ભાષા આવડતી નહોતી હિંદુસ્તાનના કહેવાતા પ્રતિનિધિઓ ગરીબ હિંદુસ્તાનને પૈસે આ દેશમાં આવી, મોજ માણી, દેશનું કેટલું ભલું કરે છે અને પૈસાનું કેમ પાણી કરે છે તે બરાબર જોવાયું અને મનમાં ખાતરી થઇ કે આવા ડેપ્યુટેશનોથી કે કમિશનોથી હતભાગી હિંદનું કશું ભલું થઇ શકે તેમ નથી. હિંદના કંગાલ મજૂરોનો ઉદ્ધાર આવા દંભી નાટકો ભજવવાથી કોઇ રીતે થઇ શકે તેમ નથી. આત્મભોગ આપ્યા વગર, કુરબાની કર્યા વગર અને બલિદાનો આપ્યા વિના આજ લગી કોઇ દેશે પોતાની સ્વતંત્રતા પ્રાપ્ત કરી જાણી નથી અને હિંદુસ્તાન માટે પણ સ્વતંત્રતા મેળવવા સારૂ એ સિવાયના આવા બધા પોકળ માર્ગો ખરે જ નિરર્થક છે

પરદેશમાં પોતાના દેશભાઇઓ મળે અને તેમની સાથે વાતચીતનો પ્રસંગ મળે એ એક આનંદદાયક વસ્તુ થઇ પડે છે અને ખાસ કરીને આવા દેશોમાં જ્યાં હિંદીઓ બહુ ઓછા નજરે પડે ત્યાં આ આનંદનું મૂલ્ય વિશેષ થઇ પડે છે. અમને સહુથી વિશેષ ઇચ્છા આપણા ગુજરાતી બંધુ તરીકે શેઠ કસ્તુરભાઇ લાલભાઇને મળવાની થઇ પણ કાં તો એ શ્રીમંત શેઠને અમ રંગ્યા માણસોને મળવામાં ન્હાનમ લાગી હોય, અથવા તો યુરોપના

અતિ શિષ્ટ અને વિનયી વાતાવરણની ઉનકી અસર થવાના કારણે – ગમે તેમ પણ તેમની મુલાકાતનો લાભ અમને મળી શકશે નહીં. મિ. દાસ અને મિ સુકરુજી અમારી હોટેલમા ઉતર્યા હતા, અને તેમની સાથે મુલાકાત થતા અમે તેમની જોડે પરિષદ વિશે તથા બીજી બાબતોમા વાતચિત કરી તેથી તેમના તરફથી અમને ઘણુ જાણવા જેવુ પ્રાપ્ત થયુ. હિંદી મજૂરોના પ્રતિનિધિ મિ. જોશીની પ્રકૃતિ અસ્વસ્થ હોવાના કારણે તેમને પણ અમે મળી શક્યા નહીં અને માત્ર તેમની કુશલતા પૂછી સતોષ માન્યો.

જિનીવાથી ફરીથ આવ્યા. સ્વિત્ઝરલેન્ડના બધા જ ગામો કુદરતની વિપુલ સમૃદ્ધિથી વિભૂષિત છે, અને તેને નિરખવા માટે દુનિયાભરના મુસાફરો આવે છે અને રંગરાગ ઉડાવે છે. આથી કરીને આ દેશમાં કેટલાક જુગારખાનાંઓ પણ સારી રીતે નભે છે. આ જુગારખાનાઓ ચોરી છુપીથી નહીં પણ ખુલ્લી રીતે ચાલે છે અને તેમા અમીરો–શ્રીમતો ઘણા આવે છે. સ્ત્રીઓ પણ મોટી સખ્યામા હોય જ. લુઝારીનમા આવુ એક જુગારખાનું અમે જોવા ગયા હતા. સગીત સાથે નાચ ચાલતો હોય ત્હા, કોફી, આઇસક્રીમ અને બીજા ખાવાપીવાના પદાર્થો મઝે તેનો ઉપભોગ થતો હોય અને વિજળીક બત્તીઓનો ઝગમગાટ ફેલાઇ રહ્યો હોય યુવાન વયની દેખાવડી કુમારિકાઓ વસ્ત્રો અને આભૂષણોથી વિશેષ સુદર બનીને ખાવાપીવાની વસ્તુઓ પિરસતી હોય અને દરેક ઘરાકને આગ્રહ કરીને પણ કૈં ને કૈં જરૂર આપી જાય ઘરાકની મરજી લેવાની ઇચ્છા ન હોય તો પણ તેમના આગ્રહ પાસે નમતું આપવુ જ પડે, કેમકે ખાસ આગ્રહ કરીને કોઇ ચીજ આપવામા આવે ત્યારે તેનો પ્રતિકાર કરવો એ યુરોપીઅન સસ્કૃતિમા સભ્યતાની ખામી ગણાય છે અને માણસને ટીકાપાત્ર બનાવે છે અમને આ પ્રમાણે એકવાર આગ્રહ કરીને કોફી આપવામાં આવી તે ક્વીનીન જેવી કડવી કરીને પણ ન છુટકે પીવી પડી જુગારના એક દાવમા અમે એક અખ્તરા તરીકે પાચ ફ્રાન્કની રકમ મૂકી અને ગુમાવી

અહીંની પ્રજા એકદમ બરફ જેવી સફેદ અને બરફના પહાડો વચ્ચે રહેનારી તેથી મ્હો ઉપર શનાગી સુખાથી ભરેલી એને આપણા જેના હિંદીઓ નજરે પડે તેમને જોઇ ઘડીભર નિખી ગો આપણે ઘઉંવર્ણા હિંદીઓ જેમ ચોખાના ઢગનામાં ઘઉંનો દાણો તરી આવે તેમ તરત જ઼ા પડી જઇએ ટ્રેનમા આપણે જે ડબ્બામા બેઠા હોઇએ તેમા આ ગોરા મુસાફરો બનતા સુધી આવે નહીં તેમજ હોટેલમા પણ આપણી સાથે એક ટેબલ ઉપર બેસે નહીં શિષ્ટાચાર મુજબ તેમની સાથે આપણને હળનાભળના અટકાવી તો ન શકે પણ તેથી જાણે તેમનું મન દુખાતુ હોય એમ તો આપણને જણાઇ આવે આ પ્રકારની અતડાઇ આપણે તે લોકોથી શરમાઇએ છીએ એ કારણે હતી હોય કે તે લોકો આપણાથી શરમાય છે તે કારણે રહેતી હોય તેનો નિર્ણય કરવાનુ કામ હું વાચનારાઓને સોંપુ છુ આ રંગભેદ મનુષ્યના હૃદયમા કુદરતે જ મૂકેલો હશે કે મનુષ્યોએ પોતે ભેળવેલો હશે તે સવાલનો નિર્ણય કરવો કઠિન છે.

મુસાફરો પુષ્કળ આવતા હોવાથી દેશમાં હોટેલોની પણ જબરી સંખ્યા છે અને તેની શોભા સગવડ અને સુખના સાધનો પાછળ ખર્ચ પણ લાખોને હીસાબે કરવામા આવે છે કેટલીક સારી સારી હોટેલો ઉપર તો વીસ વીસ લાખ રૂપીઆ જેટલી રકમો ખર્ચાઇને છે એમા એક જ સરખી એકલી બધી કેબિનો હોય કે જો મુસાફરને પોતાની કેબિનનો નંબર યાદ ન હોય તો બીજી કોઇ પણ નિશાનીથી તે પોતાની ઓરડી ઓળખી ન શકે હોટેલોમા રહેનારાઓની ખાતરબરદાસ્ત માટે હમેશા કુમારિકાઓને જ રાખવામા આવે છે છતા ઘરાકોનું તેમના તરફનું વર્તન એટલું સભ્ય અને માનભર્યું હોય છે કે હલકા વિચારો કોઇને આવી જ શકે નહીં એટલે સુધી સભ્યતા જળવાય કે ઉંચે સાદે તેમની સાથે બોલી પણ શકાય નહીં આવા કામ ઉપર કુમારિકાઓને રાખવાનુ ખાસ કારણ એ છે કે તેઓ પોતાની મીઠી બાધા અને કુદરતી હાવભાવથી ઘરાકના ચિત્ત પ્રસન્ન રાખી શકે અને એવી નમ્રતાથી અને વિનયથી આગ્રહ કરે કે ખાનારને ભૂખ

ન હોય તો પણ પગણું ખાવુ પડે અહીંની આબો-હવામા રહે-નારી પ્રજા અતિ તદુરસ્ત અને સ્ફૂર્તિવત હી એટલે આપણા કરતા બમણો ખોરાક તો ખુશીથી ખાઇ જાય આપણે તેમના જેટલુ ખાઇ શકીએ નહીં તેથી પિરસનારના મનમા કદાચ એમ પણ થઇ આવતુ હશે કે વખતે આ મુસાફરો બિમાર હશે !

બજારમા પણ સ્ત્રીઓ પુરુષોના કરતા વધારે સખ્યામા ફરતી હોય અને ગમે તેવી ગીરદીમા ને ધમાલમા એટલી ચાલાકીથી આવજાવ કરે કે આપણને તાજુબી લાગી જાય મોટર ડ્રાઇવરો પણ તેટલી જ સભાળથી પોતાનુ કામ કરતા હોય ઇટાલીના ભરચક બજારોવાળા શહેરોમા તેમજ અહીંયા કોઇ ઠેકાણે સ્ત્રીઓ, પુરુષો અને બાળકોની આટલી ભરચક ગિરદીમા અકસ્માત થતો અમે જોયો કે સાભળ્યો નહીં

સ્વિટ્ઝરલેન્ડની કુદરતી રમણીયતા આપણા દેશમા કાશ્મિર સાથે સરખાવવામા આવે છે એક ફારસી કવિ કાશ્મિરને માટે કહી ગયો છે —

' અગર ફિરદોસ બર રૂહે ઝમિનસ્ત
' હમીનસ્તો હમિનસ્તો હમિનસ્ત ''

એટલેકે પૃથ્વી ઉપર જો ક્યારે સ્વર્ગ આવેલુ હોય તો તે અહી, અહી બસ અહીજ છે કાશ્મિર માટેની કવિની આ પ્રશસા ખોટી નથી મે કાશ્મિર જોયુ છે અને તે અતિ રમણીય છે એ ખરૂ પણ અહી પ્રકૃતિની સાથે કલા અને પાર્થિવ સુદ રતાની જે મિલાવટ કરવામા આવી છે તે કાશ્મિર કરતા ક્યાંયે ચડી જાય બરફના ઉંચા ઉંચા પહાડો ઉપરથી રેલ્વેઓ કાઢવામા આવેલી છે અને તે ૧૪ હજાર ફીટ જેટલી ઉંચાઇએ લઇ જવામા આવેલી છે આવી રેલ્વેઓની બાજુમા બોયરાઓમા પાણીના મોટા ધોધ પડતા હોય છે જે ચાલતી ગાડીએ મુસાફરો જોઇ શકે તે માટે ત્યા વિવિધ રગની વિજળીની લાખો કેડલ પાવરની બત્તીઓ રાખવામા આવેલી હોય છે આ રેલ્વે એટ

નીયરીંગ કલાનો એક જોવા લાયક નમુનો છે. યુરોપની પ્રજા એંજીનીઅરીંગ કલામાં કેટલી હદ સુધી પ્રગતિ કરી શકી છે અને કેટલા જૂના વખતથી કરતી આવે છે તેનો ખરો ખ્યાલ ઇટાલીમાં આજથી ૭૦ વરસ ઉપર રેલ્વેને માટે એક સાડા બાર માઇલની ટનલ કરવામાં આવેલી છે તે ઉપરથી આવી શકે છે. આટલી મોટી ટનલમાંથી ટ્રેનને પસાર થતાં બરાબર ૩૦ મિનિટ લાગે છે. સ્વિત્ઝરલેંડમાં પણ બરફના પહાડોની વચ્ચેથી પસાર થતી રેલ્વે મુસાફરોને આહ્લાદ પમાડે છે. અમારી સાથે કેટલાક અમેરિકન મુસાફરો હતા તેમના મ્હોંમાંથી વારંવાર સ્વિત્ઝરલેંડની કુદરતની પ્રશંસાના શબ્દો નીકળ્યા કરતા હતા. તેઓ કહેતા હતા કે "અમેરિકામાં ૫૦-૭૫ મજલાનાં મકાનો છે પણ આવી કુદરતી સુંદરતા અને આવાં નયનરંજક પ્રદેશો કોઇ ઠેકાણે નથી. અહો! આ દેશ કેટલો નસીબદાર છે!" ફ્રેંચ, ઇંગ્લીશ અને અન્ય યુરોપીય પ્રજાનાં અનેક સ્ત્રી-પુરૂષો તંદુરસ્તી સુધારવા અને ફીક્કા મ્હોં ઉપર લાલ સુરખી લાવવા માટે કાયમ મોટી સંખ્યામાં અહીં આવ્યા કરે છે અને તેમના તરફથી દેશને તથા રાજ્યને સારી આવક થતી હોવાથી તેમને માટે હોટેલો વગેરેની અને ચિત્તને આકર્ષે તેવા કુદરતી દેખાવો જોવાની વિપુલ સગવડો રાખવામાં આવી છે. હોટેલો હમેશાં મુસાફરોથી ભરપૂર જ રહે છે.

સ્વિત્ઝરલેંડનો મુખ્ય ઉદ્યોગ કન્ડેન્સ્ડ મિલ્ક (જમાવેલું દૂધ) બનાવવાનો છે અને દેશમાં તેનાં સંખ્યાબંધ કારખાનાં છે. ખનિજ પદાર્થોની પેદાશ નથી. દેશને જરૂરી વસ્તુઓ માટેના બીજા ઉદ્યોગો પણ લોકોએ ઉભા કર્યાં છે. રેશમનાં કારખાનાંઓ પણ દેશમાં છે અને બીજો ખાસ મોટો ઉદ્યોગ ઘડીઆળો બનાવવાનો છે, અને તેનાં કારખાનાંઓ પણ ઘણાં છે. અંહીની બનાવટના ઘડીઆળો દુનિયાભરમાં વખણાય છે. અમે નમુના દાખલ કેટલાક જિનીવામાં ખરીદ કર્યાં હતાં.

આ દેશમાં ગાયોની સારવાર અને માવજત જે રીતે થાય છે તે જોતાં આશ્ચર્ય લાગ્યા વગર રહેતું નથી. આપણા દેશમાં સાધ.

રણુ માણુસોને મળી શકે નહીં તેવાં સુખ-સગવડ અંહી ગાયોને મળે છે અને તેની કાળજી વિશેષ રખાય છે. તેની ઓલાદ સુધારવા માટે વધુ ને વધુ શાસ્ત્રીય પગલાંઓ લેવાતાં જાય છે. પરિણામે આ દેશની એકેક ગાય સવાર સાંઝ મળી ૮૦ રતલ દૂધ આપે છે અને એક ગાયની કીંમત ૫૦ પાઉંડ જેટલી અંકાય છે. અહીં આ સ્થિતિ છે ત્યારે ગાયને પૂજ્ય માનનારા હિંદુઓ અને ગૌ-બ્રાહ્મણ પ્રતિપાલ કહેવાતા રાજા-મહારાજાઓના દેશમાં હજારો ગાયોની કતલ થતી રહે છે અને જે ગાયો જીવે છે તે પણ જાણે જમના તેડાની રાહ જોઇ રહી હોય તેવી નબળી-કંગાલ દશામાં ! સીધું સ્વર્ગ મેળવવાની લાલસાથી હિંદુઓ પાંજરાપોળો ઉભી કરીને દેશના સાચાં ધન સમી ગાયોની ઉતરી જતી ઓલાદને વધુ વધુ ઉતારતા જાય છે. જે દેશમાં કરોડો માણસોને પેટનો ખાડો પૂરવાના વાંધા પડે છે ત્યાં હજુ જાણે પ્રજાને માથે ગરીબાઇનો બોજો ઓછો હોય તેમ સેંકડો ખોડાં ઢોરોની પાંજરાપોળોના ખર્ચનો બોજો તેમને માથે લદાય છે અને તેને માટે મનાવી, ફોસલાવી, લલચાવી, શરમાવીને પણ નાણાં ઉઘરાવાય છે. ગાયને મા સમાન ગણવાનો દંભ કરતી હિંદુ કોમ દૂધ આપે તેટલો વખત ગાયને રાંધરી પછી રખડતી મૂકી દે છે, અને મુસલમાન કોમને પણ દેશને અનાજ અને બાલકોને દૂધ આપનારી ગાયની કતલ કેમ સુઝતી હશે એ પણ સમજાતું નથી. દેશને ખોટા ધર્મનો જાણે સન્નિપાત લાગુ પડ્યો હોય તેવું જણાય છે, કેમકે ધર્મનું ધતિંગ આગળ ધરીને કાયમ દેશના લાભની અને ઉન્નતિની પ્રવૃત્તિઓ રોકી રાખવામાં આવે છે, જ્યારે દેશને પારાવાર નુકસાન કરી રહેલી અધમ રૂઢિઓને ધર્મનું નામ આપી ટકાવી રાખવા માટે લોહી રેડાય છે ! આ પરિસ્થિતિ જોતાં ઘણીકવાર તો એમ લાગી જાય છે કે હિંદુ કોમ અને હિંદુ ધર્મ હવે ઘરડા થઇ ગયાં છે, અને અશક્તિ અને અજ્ઞાનમાં સબડતાં હવે માત્ર કાળની રાહ જોતાં છેલ્લા સન્નિપાતમાં સબડે છે ! એ બન્ને હવે પોતાનું હાલતું સ્વરૂપ સર્વથા બદલી નાખે તો જ ટકી રહેશે, નહિ તો તેમનું મૃત્યુ ચોક્કસ સમજી લેવાનું છે.

ઠંડી હવામા રહેનાર પ્રજાના શરીરમા કુદરતી રીતે જ સ્ફુર્તિ અને તંદુરસ્તી વધારે રહે એ આરોગ્યશાસ્ત્રનો નિયમ છે એટલે અહીંની પ્રજા જેમ આનંદ માણી જાણે છે તેમ મહેનત પણ બરાબર કરી જાણે છે હિંદુસ્તાનની પ્રજાની જેવી આળસ આ દેશમા કોઈ ઠેકાણે દેખાતી નથી અને ગરીબ કે તવંગર સહુ માણસો આખો દિવસ મહેનત કરતા નજરે પડે છે વળી આ હવાપાણીને લીધે લોકોના મન પણ પ્રફુલ્લિત રહે અને સ્વતંત્ર પ્રજાને સ્વાતંત્ર્યનો જુસ્સો પણ મગજમા ભરપૂર હોય વીર્યવાન અને સ્વમાની પ્રજા કોઈનુ અપમાન કે તાબેદારી સાંખી શકે નહીં એટલે પોતાની આઝાદી અને ઇજ્જત ખાતર લડાઈઓ લડવા અને પ્રાણ કુરબાન કરી દેવા હરદમ તત્પર જ હોય છે સખત ઠંડી હવા, અને તેમા વરસાદ પણ રોજ થોડો વરસ્યા પડે છતા અહીંના લોકો ઉઘાડે માથે ખુલ્લી હવામા હરેફરે છે કેમ તેમના શરીરના બાંધા જ આ હવાને અનુકૂળ બંધારેલા હોય આપણે તો તેમની માફક ફરવા જઈએ તો જરૂર બિમાર પડી જઈએ

યુરોપના તમામ દેશોમા કેળવણી પાછળ પુષ્કળ નાણુ ખરચવામા આવે છે અને કેવી જહેમત ઉઠાવવામા આવે છે તે વાચનારાઓથી અજાણ્યુ નહિ હોય મ્યુનિચમા અમે એક ઉદ્યોગશાળા જોવા ગયા હતા તેમા ૩૫૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે અને તે શાળાના ફક્ત મકાન ઉપર ૨૦ લાખ રૂપીઆનો ખર્ચ કરવામા આવ્યો છે આવી તો બીજી ઘણીએ શાળાઓ આ દેશમા છે ગરીબ હિંદુસ્તાનમા કેવળ લશ્કરના નિભાવ પાછળ બ્રિટિશ સરકાર વરસ દહાડે ૬૦ કરોડ રૂપીઆ ખરચે છે અને કેળવણીનુ ખર્ચ દારૂની દુકાનમાંથી કાઢે છે વળી દેશી રાજ્યોમા તો કોઈ કોઈ ઠેકાણે કુલ આવકના બેથી ત્રણ ટકા જેટલુ ખર્ચ પણ પ્રજાની કેળવણી પાછળ ભાગ્યે જ થતુ દેખાય છે

અહીંની પ્રજાઓના વિનય, વિવેક અને સભ્યતા વિષે અગાઉ લખાયલુ છે તેમા ખાસ કરીને અહીંની પોલીસની સભ્યતાની તો પ્રશંસા કર્યા વગર ચાલે તેમ નથી યુરોપના દેશોની પોલીસ

# પ્રકરણ ૫ મું

## જરમની અને બાવેરીઆ

સ્વિત્ઝરલેંડની રાજ્યધાનીનું શહેર ઝુરીચ છોડયા પછી અમો જરમની જવા માટે ઉપડયા. જરમનીની હદ લીંડનબગથી શરૂ થાય છે અને ત્યા ઓસ્ટ્રીઆની સરહદ પણ આવેલી છે. અમો અમારા પ્રવાસ દરમિયાન ઓસ્ટ્રીઆની સરહદ પરથી પસાર થયા ખરા પણ ઓસ્ટ્રીઆ જોવા ગયા નહીં. લીંડનબર્ગ પાસે એક વિશાળ તળાવ આવેલુ છે જેમા મોટી મોટી સ્ટીમરો ચાલે છે. લીંડનબર્ગથી આગળ વધી રસ્તે અનેક નદીઓ, કેનાલો, શહેરો અને ગામડાઓ પસાર કરતા કરતા અમે બાવેરીઆની રાજ્યધાની મ્યુનિચમા આવી પહોચ્યા અને ત્યાંની ઇન્દ્રભુવન સમી એક સુંદર હોટેલમા ઉતર્યા.

યુરોપની હોટેલોની શોભા, સુંદરતા અને સગવડ વિશે અગાઉ લખાઇ ગયુ છે એટલે અત્રે તેની પુનરુક્તિ કરવી નકામી છે, પરતુ એક વાત વાચનારાઓની જાણ માટે લખવી જોઇએ કે આ દેશમા "ટીપ" એટલે કે હોટેલોના નોકરો વગેરેને આપવાની બક્ષિસનુ ખર્ચ અતિશય થાય છે માટે યુરોપના પ્રવાસે આવનાર મુસાફરોએ હમેશા ખીસુ લાબુ રાખીને આવવુ જોઇએ, અને છૂટે હાથે નાણુ ખરચવાની સગવડ ન હોય ત્યા સુધી યુરોપના પ્રવાસનો વિચાર કરવો નહી અલબત્ત, અમુક કામ પુરતુ જેમને એક જ દેશમા આવી, એક જ ઠેકાણે બેસી રહેવાનુ હોય તેમની વાત જૂદી છે, પરતુ જેને જૂદા જૂદા દેશો જોવા હોય, તે દેશોની

સમૃદ્ધિ, ગોબ, હુન્નરકળાઓ, ખેતીવાડી, પ્રજાની રહેણીકરણી, વેપાર વગેરેનું નિરીક્ષણ કરવું હોય તેમણે તો છએક માસના પ્રવાસ માટે આશરે એક હજાર પાઉંડની રકમની સગવડ જરૂર રાખવી જોઇએ-એટલી રકમમા લગભગ આખું યુરોપ સહેલાઇથી અને સગવડથી ફરીને જોઇ શકાય છે.

મ્યુનિચમાં પણ યુરોપના બીજા દેશોની માફક શહેરમાં મોટા બગીચાઓ અને તેની અંદરના વૃક્ષો અને ફુલઝાડની વચ્ચે આનંદ કરતાં સ્ત્રીઓ, પુરુષો અને બાલકો દીઠા. આ શહેરની વસતિ આઠ લાખ માણસોની છે, અને શહેર ઘણુ સુંદર છે. ત્યાંનુ મ્યુઝીઅમ ખાસ જોવા લાયક છે. તેમા ઇસ્વીસનની ૧૩મી સદીથી માંડીને આજ દીન સુધીની અગણિત વસ્તુઓનો સંગ્રહ કરેલો છે અને તેની પાછળ અઢળક દ્રવ્ય ખર્ચેલુ છે. અહીં આગળ એક જગ્યાએ ટોરપીડો અને સબમરિનોની રચના તથા કાર્ય કેવી રીતે થાય છે તે બતાવવામા આવે છે. સબમરિનો પાણીની નીચે કેવી રીતે તરતી રહે તથા કેમ ડુબે, સપાટી ઉપર ફરતી સ્ટીમરોની ખબર કેવી રીતે રાખે, અંદર સ્વચ્છ હવા કેવી રીતે ભરે, ટોરપીડો કેવી રીતે હુમલો કરે, ડાઇનેમાઇટ કેવી રીતે ગોઠવાય તથા સ્ટીમરને અડતા ડાઇનેમાઇટ કેવી રીતે ફાટે ને સ્ટીમરનો નાશ કેવી રીતે કરે છે કે બધી વિગતો પ્રત્યક્ષ દેખાડી સમજાવવામા આવે છે. વળી એરોપ્લેન અને ઝેપેલીનની રચના તથા કાર્ય કેવી રીતે થાય છે તે પણ એક જગ્યાએ બતાવવામા આવે છે. આખા મ્યુઝીઅમમા કુલ ૪ મજલાના મળી ૮૦૦ ઓરડાઓ છે અને તેમા જરમનીમા બનતા દરેક પ્રકારના મચાકામ તથા અન્ય વસ્તુઓના નમુનાઓ ગોઠવેલા છે. જોવા આવનારાઓને મ્યુઝીઅમના અધિકારીઓ આનંદથી બધી વસ્તુઓ બનાવે છે તથા સમજાવે છે.

એક ઠેકાણે વળી બીજી એક અજબ વસ્તુ જોવાની છે તે અહીંની 'ઓબ્ઝરવેટરી' અથવા આકાશના ગ્રહો વગેરેની સમજણ પાડનારૂં મકાન. આ મકાનની ઉપર એક મોટો ઘુમટ છે અને જોવા આવનારાઓ સહુ અંદર દાખલ થઇ જાય એટલે અંદર બધી

અંધારૂં થઇ જાય. પછી, વિશાલ ગગનમાં જેટલા સિતારાઓ છે તેટલા બધા એ ઘુમટ રૂપી આકાશમાં જોવામાં આવે અને ગ્રહોની ગતિ કેવી રીતે ચાલે છે તે પ્રત્યક્ષ બતાવવામાં આવે છે. જૂના કાલમાં સાયન્સની માન્યતા એવી હતી કે પૃથ્વી સ્થિર છે અને સૂર્ય તેની આસપાસ ફરે છે. હવે નવી અને ખરી શોધ એમ થયેલી છે કે સૂર્ય સ્થિર છે અને પૃથ્વી તેની આસપાસ ફરે છે. આ બન્ને સિદ્ધાંતો પ્રમાણે પૃથ્વી, સૂર્ય, ચંદ્ર અને ગ્રહોના પરિભ્રમણ કેવી રીતે થાય છે તે બરાબર બતાવવામાં આવે છે અને તે વખતે આપણે ખરેખરા પ્રકાશમાન સૂર્ય, ચંદ્ર, પૃથ્વી વગેરે આપણી નજીકમાં જ ફરી રહ્યા હોય તેવું જોઇ શકીએ છીએ. સાથે સાથે બધા ગ્રહો વગેરેની ગતિની જર્મન ભાષામાં સમજણ અપાતી જાય છે. આ ઉપરાંત મ્યુઝીઅમમાં ચિત્રો, ફોટાગ્રાફો અને બીજી વસ્તુઓનો ગંજાવર સંગ્રહ કરી રાખેલો છે.

મ્યુઝીઅમ જોયા પછી બાવેરીઆના રાજાનો મહેલ જોવા ગયા. આ મહેલમાં ૪૨૦ ઓરડા છે અને તેમાં ભારે મૂલ્યવાન અને ઉંચી કારીગીરીનું પુષ્કળ ફરનીચર છે. એક ઓરડામાં અમે એક પુરાતન મેજ જોયું તેની કીંમત ૭૦ લાખ માર્ક જેટલી અંકાય છે. આવી અસલી ચીજો અત્યારના વખતમાં મળવી કે બનાવવી મુશ્કેલ પડે છે, અને તેથી જૂના કાળની આવી વસ્તુઓ દેશમાં અનેક લડાઇઓની આફતો વચ્ચેથી પણ પુષ્કળ કાળજીથી સાચવી રાખવામાં આવેલી છે. યુરોપના દેશોમાં રાજાઓના મહેલ હિંદુસ્તાનની માફક ગામથી દૂર દૂર નથી હોતા પણ શહેરની વચ્ચોવચ આવેલા હોય છે જેના શહેરની શોભામાં પુષ્કળ વધારો કરે છે અહીંના રાજ્યમહેલમાં અગાઉના વખતમાં થઇ ગયેલા ૧૨ રાજાઓના સાત સાત ફીટની ઉંચાઇના સોનાનો ઢોળ ચડાવેલા બાવલાઓને લશ્કરી પોષાક પહેરાવી ખડા કરી રાખેલા છે, જે જીવતા માનવિયો જેવા લાગે છે

વળી, શહેરમાં પણ સર્વત્ર લડાઇઓમાં મેળવેલા વિજયોના વિજયસ્તંભો અને શૂરવીરોના બાવલાઓ ઉભા કરેલા નજરે પડે

છે એ સિવાય, એમ્સો ફુટ પહોળા અને બમો ફુટ લાબા અને ધુમ્મવાળા મકાનની અદર અગન લડાઇઓ કેમ થતી અને પોતાની માથે લડીને બાવેરીઆએ મ્રી રીતે વિજય મેળવ્યો તેના દશ્યો બતાવેલા છે, અને મગ્રહસ્થાનમા મનુષ્યોના તથા જાનવરોના "૨૮૬" મ્રી ગખેના મુદ્દા ગોઠવેલા છે વિજળીની રોશનીના ઓછા વધતા થઇ શકતા પ્રકાશમા ઝાખ આપીને આ બધા દશ્યો બનાવવામા આવે છે અને તે બહુ જ આકર્ષક લાગે છે શહેરથી ૬૦ માઇલ દૂર બાવેરીઆના ગજાનો જુના જમાનાનો કીલ્લો છે તે પણ ખાસ જોવા લાયક છે. તેમા ઉપર ચઢવા માટે તારના દોરડા સાથે લટકતી ટોપલીઓમા બેસીને જવાની રચના કરેલી છે આવી અનેક અજાયબીઓ અને ખૂબીઓનુ પુરૂ નિરીક્ષણ કરતા ઘણા દહાડાનો વખત લાગે અને માણસ જોતા જોતા થાકી જાય તેવુ છે

મ્યુનિચ છોડી જરમનીના પાટનગર બર્લીનમા આવ્યા બ તીન ૪૦ લાખ માણસોની વસતિવાળુ મોટુ ધીમ્તુ શહેર છે જરમની એ હુન્નર અને ઉદ્યોગપ્રધાન દેશ છે અને તેના ગામેગામમા કોઇ ને કોઇ વસ્તુ બનાવવાના પુષ્કળ કારખાનાઓ આવેલા છે-તેમા ક્રપનુ કારખાનુ જગતવિખ્યાત છે આ કારખાનામા સાયન્સ અને એઇન્જીનીયરીંગ વિદ્યાની છેલ્લામા છેલ્લી શોધોનો લાભ લઇ ધુળમાથી પણ સોનુ બનાવવા સુધીનુ કામ થાય છે એમ કહીએ તો ચાલે હું બરલીનની મશીનરીનો મોટો ગ્રાહક હતો એટલે ક્રપના કારખાનાના *અધિકારીઓએ અમારે માટે મોટર વગેરેની સારી સગવડ* કરી રાખી હતી અને તેમના આસિસ્ટટ મેનેજર અમને સાથે ફરીને શહેર કારખાનાઓ અને બીજુ જે કઇ જોવા લાયક હતુ તે બતાવવા આવ્યા હતા ક્રપના કારખાનાની સ્થાપના ૧૮૧૧મા થયેલી છે તેમા ૮૫ હજાર માણસો કામ કરે છે અને દર મહિને તેમને ૨ કરોડ શીલીંગ પગારના ચુકવાય છે તે ઉપ થી તે ગક્ષમી કારખાનું કેવુ ગજાવર હશે તેનો વાચનારાઓને ખ્યાલ આવી શકશે એક તરફથી કાચુ લોઢુ અને કોલસો કારખાનામા દાખલ થાય અને બીજી બાજુથી તૈયાર સાચાકામ ગીમરો અને રેલ્વે

એમાં ચડતું જાય ત્યાં સુધીની બધી સરસ વ્યવસ્થાથી કામ ચાલે છે. વળી, કોઇપણ વસ્તુ નકામી ન જવા દેવી એ આ કારખાનાંની ખાસ ખૂબી છે, તે એટલે સુધી કે ચીમનીમાંથી નીકળતા ધુમાડામાંથી ગેસ બનાવી તે ગેસ કામમાં લેવાય છે, અને કોલસાની રાખમાંથી પણ ટાર કાઢીને તેમાંથી અનેક જાતના રંગો બનાવવામાં આવે છે. અમે કારખાનું જોવા ગયા તે વખતે ફ્રાન્સને જરમનીએ જે મોટા દંડની રકમ આપવાની છે તે પેટે મોટા જથ્થામાં રેલ્વે અને બીજું સંચાકામ બની રહ્યું હતું—જેમાંથી અરધું દંડના કરજ પેટે આપવાનું અને અરધું બીજે વેચી દેવા મારેલું હતું. કારખાનાંને લગતી સાયન્સ અને એંજીનીયરીંગની નિશાળો છે અને તેવી એકેક નિશાળમાં મજૂરોના બાળકોને વીસ વીસ હજારની સખ્યામાં શિક્ષણ અપાઇ રહ્યું છે. બરલીનના વિજળીના કારખાનામાં પણ ૮૦ હજાર માણસો કામ કરે છે. (ક્રપના કારખાનાને લગતી બીજી વિશેષ હકીકત હવે પછીના પાનાંઓમાં આપીશ.)

બરલીનનું વર્ણન કરતાં એક આખું પુસ્તક ભરાય તો પણ પાર આવે તેવું નથી. કલા, સૌંદર્ય અને કારીગિરીમાં જેમ રોમ યુરોપમાં પ્રથમ સ્થાન ધરાવે છે તેમ એંજીનીયરીંગ અને સાયન્સમાં બરલીન આખા યુરોપમાં અગ્રસ્થાને છે. જરમનીમાં હુન્નર ઉદ્યોગો એટલા વિપુલ છે કે તેને લઇને આખી પ્રજાના કામ કરી શકે તેવા તમામ સ્ત્રી પુરૂષોને રોજી મળી રહે છે અને પરિણામે આ દેશમાં બેકાર માણસ ભાગ્યે જ દીઠામાં આવે છે, જ્યારે ઇંગ્લેંડની સરકારને આજે ૧૨થી ૧૫ લાખ બેકારોના નિભાવ માટે ચિંતા કરવી પડે છે, અને હિંદુસ્તાનની તો જરમની સાથે સરખામણી જ કઇ રીતે કરી શકાય? યુરોપ આવનાર દરેક મુસાફરે બરલીન અવશ્ય જોવું એવી મારી ખાસ ભલામણ છે.

જરમનીમાં સૂર્યાસ્ત રાત્રે નવ વાગે અને સૂર્યોદય સવારે પાંચ વાગે થાય છે તેથી નવા આવનારાઓને ઉંઘવામાં જરા મુશ્કેલી પડે તેવું છે.

જરમનીના પ્રવાસ દરમ્યાન અમોને કેટલાક અમેરિકન મુસાફરો મળ્યા હતા. તેમને અમે પૂછ્યું કે અમારે અમેરિકા જોવા આવવું છે, ત્યારે તેમણે કહ્યું કે તમે ખુશીથી આવો પણ ત્યાંના લોકોને તમારી સાથે વાત કરવાની નવરાશ મળશે નહિ કેમકે ત્યાં લોકો આખો દિવસ પોતાના કામમાં જ ગુંથાયેલા રહે છે, અને કામ ઉપર જતી વખતે પણ રસ્તે ચાલતા નથી બલ્કે દોડે છે, એટલે તમારે તેમને રસ્તો પૂછવો હોય તો પણ તેમની સાથે થોડે લગી દોડવું જોઇએ-અને તેટલામાં તો એ રસ્તો વટી જવાય. વળી ત્યાં કુદરતના દેખાવો, બરફના પહાડો કે એવું કશું જોવા જેવું છે પણ નહિ-હા, ૬૫ મજલાના મકાનો જોવા જેવા છે ખરા, અને દેશમાં ખેતી કેવી રીતે થાય છે તે જોવાનું છે. એ મુસાફરોની સાથે લીગ ઑફ્ નેશન્સ વિષે વાત નીકળતાં તેઓએ જણાવ્યું કે યુરોપની ખટપટમાં પડવાનું અમારે કશું કારણ નથી, કેમકે અમારે હવે નવા મુલ્કો સર કરવા નથી. નવા મુલ્કોની ઉપર પૈસા માટે પડાપડી થાય, પણ અમારી પાસે તો અત્યારે નાણું એટલું બધું વધી ગયું છે કે તેનો વ્યય અને ઉપયોગ શી રીતે કરવો એ અમને સમજણ પડતી નથી. ત્યારબાદ તે મુસાફરો સાથે હિંદુસ્તાન વિશે કેટલુંક વિવેચન થયું તેમાં મિસ મેયોના પ્રખ્યાત પુસ્તક "મધર ઇંડીઆ"ના દાખલાઓ સામે આવવા લાગ્યા—હવે વળી તે સન્નારીએ "દેવોના ગુલામ" નામનુ હિંદુસ્તાન વિશેનું બીજું પુસ્તક લખ્યું છે એટલે હિન્દુસ્તાનને ઉતારી પાડવા માટે તેમાંના દષ્ટાંતો પણ યુરોપ અમેરિકાની પ્રજા આપણી સમક્ષ ધરે છે.

આ પ્રસંગ ઉપરથી અમેરિકાનું થોડુંક વિવેચન અહીં અસ્થાને નહીં ગણાય. અમેરિકા અત્યારે આખા યુરોપનું એક પ્રકારે આશ્રયસ્થાન બની રહ્યું છે, કેમકે છેલ્લા જગતવિગ્રહે યુરોપને બહુ ગરીબ કરી નાખ્યો છે અને અમેરિકા પાસે અત્યારે લક્ષ્મીની રેલ છેલ છે એટલે તેના જોરે તેણે યુરોપને લાચાર બનાવી દીધું છે, જેથી યુરોપના દેશોમાં કંઇ પણ તકરાર થતાં તેના ફડચા માટે અમેરિકાને લવાદ નિમાય છે. યુરોપના બજારોમાં સર્વત્ર અમેરિકા-

ની જ વાતો થયા કરે છે અને યુરોપનાં છાપાંઓમાં કાયમ અમેરિકાની પ્રશંસા થયા કરે છે. દરસાલ અમેરિકાથી યુરોપમાં આશરે દશ હજાર પ્રવાસીઓ ફરવા આવે છે અને કરોડોના હીસાબે નાણાં ખરચી મોજ શોખ અને રંગરાગ માણી જાય છે. અમેરિકાની સમૃદ્ધિ કેટલી બધી હશે તેનો થોડોક ખ્યાલ નીચેની બાબતો ઉપરથી આવી શકે તેવું છેઃ હમણાં જ અમેરિકાએ રશિયાની સાથે કોલસો અને બીજી ધાતુઓ માટે જોઇતું સાંચાકામ પુરૂં પાડવા માટે ૮૫ કરોડ પાંઉડનો કોંટ્રેક્ટ કર્યો છે. હેનરી ફોર્ડની મોટર કારની એક ફેક્ટરી ઇંગ્લેંડમાં હતી અને હમણાં માંચેસ્ટર ખાતે અઢી કરોડ પાઉંડની મુડી રોકી બીજી એક સ્થાપી છે, તે સિવાય અઢી કરોડ પાઉંડની મુડીથી એક ફેક્ટરી સ્પેનમાં અને બે કરોડ પાઉંડની મુડીથી એક રશિયામાં સ્થાપી છે અને રશિયા સાથે એવો કરાર કરેલો છે કે તેને જોઇતી તમામ મોટરો, ખટારા વગેરે તેણે ફોર્ડ પાસેથી જ ખરીદ કરવા જોઇએ. વિશેષમાં, હમણાં એક અમેરિકન બાઇ યુરોપના પ્રવાસે આવી હતી તેની પાસે ૧૮ લાખ રૂપીઆની કીંમતનું ઝવેરાત હતું અને તેની જકાત બાબત ખૂબ તકરાર થયા પછી છેવટ તેણે ૩૭ હજાર રૂપીઆ જકાતના આપ્યા. ૧૮ લાખ રૂપીઆનું ઝવેરાત એક બાઇને અંગ ઉપર પહેરવા માટે અને તે પણ મુસાફરીમાં! આ વાતોથી અમેરિકાની સમૃદ્ધિનો કંઇક ખ્યાલ આવશે. અમેરિકામાં અત્યારે નાણું ક્યાં નાખવું તેનો વિચાર કરવા માટે પ્રજા મંત્રણા ચલાવી રહી છે જ્યારે, અફસોસ! કે હિંદુસ્તાનમાં કરોડો માણસોને એક ટંકનું પેટપુરતું ખાવાનું માંડ મળે છે તેનો શો ઇલાજ કરવો તેની મંત્રણા ચાલી રહી છે! ઇશ્વરી સંકેત કેવો અકલ હોય છે!

અસ્તુ. જરમનીની હાલની પરિસ્થિતિનું અવલોકન કરતાં આજે તે દેશ કેવળ નિસ્તેજ જેવો દેખાય છે છતાં પ્રજા મજબુત, મહેનતુ, અને ઘણી ઉદ્યોગી છે. આ દેશની હજારો અને લાખો સ્ત્રીઓ પણ સવારમાં આઠ વાગતાં બાઇસીકલો ઉપર કામે નીકળી પડે છે અને હોટેલોમાં, કારખાનાઓમાં અને દુકાનો ઉપર કામ કરતી નજરે

પડે છે. તેમના શરીરનો બાંધો જેવો ઉજળો રંગ, કસાયેલા, મજબુત હાથ અને પગ, મોટી સફેદ આંખો અને મરદાનગીભર્યો પોષાક જોઇને જરૂર એમ લાગે કે આ તેજસ્વી અને વીર્યવાન પ્રજા લડાઇ ભલે હારી એવી પણ હિમ્મત તો નથી જ હારી આ સ્ત્રીઓ પોતાનું કામ બહુ ચાલાકીથી કરનારી હોય છે કોઇ પણ દુકાનમાં આવેલો ઘરાક તેમની પાસેથી કાંઇક પણ ચીજ લીધા વગર ભાગ્યે જ પાછો જાય. બધી ચીજોના ભાવ તો બધે સરખા જ હોય તેથી છેતરાવાનો તો ભય નહીં, પણ કોઇ દુકાનમાંથી આપણે કંઇ લીધા વગર પાછા ફરીએ તો ત્યાં 'સેલ્સમેન' તરીકે કામ કરતી સ્ત્રીઓ એકદમ જાણે ગમગીન થઇ જાય અને કહેવા માંડે કે "તમે અમારે ત્યાંથી નારાજ થઇને જાઓ છો તેથી અમારા શેઠ અમારૂં કામ પસંદ કરશે નહીં, માટે અમારા ભલાને ખાતર જરૂર કંઇક તો ખરીદ કરતા જાઓ." આવા મીઠા શબ્દો અને હાવભાવથી ઘરાકને પ્રસન્ન કરીને જરૂર તેની પાસે દોઢી કીંમત ધરાર ખરચાવીને પણ કંઇક ખરીદી કરાવવાના .. ઢાડે વેપાર કરવાની આ દેશની પણ આ એક નવીન કળા છે. આખી પ્રજા આવી મીઠાબોલી, સ્નેહાળ અને પરોણાઓનો સુંદર આદરસત્કાર કરનારી છે.

"જર" અને 'મની' એટલે નાણું જેનો અર્થ થાય તે જરમની દેશની આર્થિક હાલત અત્યારે ઘણી કફોડી છે અને તેને માથે કરજ ઘણું મોટું છે. હમણાં પ્રજા પાસેથી ૧૧ા ક્રોડ પાઉન્ડની પાંચ ટકાના વ્યાજની લોન માગવામાં આવેલી તેમાં ૧ ક્રોડ પાઉંડ બહુ મુશ્કેલીથી ભરાઇ શક્યા લડાઇનો દંડ જરમનીને ૩૭ વરસ સુધી દર સાલ એક અબજ સોનાના માર્કને હીસાબે ભરવાનો છે અને જરમની આજથી જ કહે છે કે આટલી મોટી રકમનો દંડ અમે પુરેપુરો ભરી શકીએ એમ લાગતું નથી. બહારનું જગત ભૂલથી એમ માને છે કે જરમની ફરી લડવા માટે તૈયાર થાય છે—પણ ખરી વાત એ છે કે જરમન પ્રજા આજે લડાઇનું નામ સાંભળીને પણ ગભરાય છે અને કહે છે કે હજુ ૪૦ વરસ સુધી અમે લડી શકીએ તેમ નથી—હમણાં અમે બહુ ગરીબ છીએ વસ્તુતઃ આખા યુરોપમાંથી અત્યારે

લક્ષ્મી રીસાઇ ગેલી છે અને લડાઇ લડવા માટે કોઇની પાસે જોઇતાં નાણાં નથી

છતાં જર્મન પ્રજાનું વીર્ય, બુદ્ધિ, શક્તિ અને હુન્નર-ઉદ્યોગોમાં મુદ્દલ ક્ષતિ થઇ નથી. રેશમ, કાપડ, ચીની કામ, કાગળ, રસાયન વગેરેના અનેક કારખાનાઓ, ગામોગામ નિશાળો, કૉલેજો, યુનિવર્સીટીઓ અને પ્રયોગશાળાઓ, પોતાના દેશનો ઉદ્ધાર અને ઉન્નતિ કેમ થાય તેની ખાસ ઉગ્રતાની ભાવનાથી કામ કરનાર બળવાન અને મહેનતુ પ્રજા આ બધું જોતા હજી જરમનીનું ઓજસ ખૂબ પ્રજ્વલિત દેખાય છે આ દેશમાં તોફાનના કે કેદના ઝગડા નથી, પ્રજા કર્મને જ પોતાનો ધર્મ સમજનારી છે—ખુદ બાદશાહ સામે પણ વાંધો છે દરેક મનુષ્ય મહેનત કરવામાં અને પરિણામે પોતાના મનને પ્રસન્ન રાખવામાં જ જિન્દગીનો હેતુ સમજે છે. પ્રત્યક્ષ જે દુઃખ દેખાય છે તે ખાતર, પોતાના દેશને સુખી કરવા સારૂ અને જાતે સુખી થવા સારૂ બનતી મહેનત અને બુદ્ધિબળનો દરેક પ્રજાજન ઉપયોગ કરી રહ્યો છે એકતા અને સંપનો તો જરમનીની સાત કરોડની વસતિ એક સુંદર નમુનો છે—છતાં આજે જરમની લાચાર અને ગરીબ બની ગયું છે યુરોપની છેલ્લી લડાઇએ તેની બહુ બુરી દશા કરી નાખી છે અને તેનાથી છૂટવા આજે એ ભગીરથ પ્રયત્નો કરી રહ્યું છે સુભાષિત કહે છે તેમ —

एतद्धि परिभूतानां प्रायश्चित्तं मनस्विनाम् ।

# પ્રકરણ ૬ ઠું

## હોલેંડ, બેલ્જીયમ, ઇંગ્લેંડ, ફ્રાન્સ અને સ્પેન

**જરમનીમાં** હજુ વધારે રોકાવા મરજી હતી પણ તેટલામા મને તેવમાં અને ચરબીમાં તજેલા ખોગકની અસરથી અને સ્વિઝરલેંડની ઠંડીથી ખાસી બહુ સખત થઇ આવવાથી પ્રથમ હોલેંડ અને બેલ્જીયમ થઇને તે માર્ગે ઇંગ્લેંડ જઇ ત્યા એકાદ મકાન ભાડે રાખી ખાસી મટે ત્યાં સુધી લંડનમા રોકાવાનો વિચાર કરી જરમની છોડયું, અને ઇંગ્લેંડ પહોચતા રસ્તે બે દિવસ હોલેંડમા અને બે દિવસ બેલ્જીયમમાં ગાળ્યા.

હોલેંડમાં કુદરતી દશ્યોની યુરોપના બીજા દેશોના મુકાબલે કંઇક ખામી છે ખરી પણ ત્યાના મકાનોના બાંધકામની કારીગીરી અને પ્રખ્યાત ડચ ચિત્રકારોની પીંછીના ચિત્રોથી ભરપૂર ગેલેરીઓથી આ ખામીનો બદલો વળી રહે છે. હોલેંડના ઉદ્યોગોમાં કાપડની મીલોનો ઉદ્યોગ પ્રધાન છે. હોલેંડની રાજધાનીનું શહેર એમ્સ્ટરડેમ દરિયાની સપાટીથી ૧૪ ફીટ નીચું છે એટલે દરિયાના પાણીથી શહેરનું રક્ષણ કરવા માટે આખો ફીનારો સીમેંટ કોંક્રેટથી બાંધી લઇને પછી શહેર વસાવેલું છે. શહેરમાં ચોતરફ નાલોની જાણે જાળ બંધાઇ ગઇ છે અને તેની આરપાર જવા માટે ૩૦૦ જેટલા તો પુલો છે. શહેરમા અતિ પ્રાચીન અને ઐતિહાસિક ઘણા મકાનો જોવા લાયક છે. હોલેંડ ઘણો શ્રીમંત દેશ છે અને રહેવાને માટે આખા યુરોપમા સહુથી મોંઘામા મોંઘો દેશ છે.

હોલેંડમા બે દિવસ ગાળી ત્યાથી બેલ્જીયમ આવ્યા અને બેલ્જીયમનુ રાજનગર બ્રુસેલ્સ તથા બીજુ વિખ્યાત નગર અને મોટુ બદર એંટવર્પ જોયા બ્રુસેલ્સની વસતિ ૭,૫૦૦૦૦ની અને એંટવર્પની ૪ લાખને આશરે છે અહીં ખાસ જોવા લાયક બીના સુંદર વગેરે બનાવવાના કારખાનાઓ અને કાચની પુષ્કળ ફેક્ટરીઓ છે કાચના દરેકે દરેક જાતના વાસણો, શીશીઓ, ચીમનીઓ વગેરે બેલ્જીયમમા ઢગલાબંધ બને છે અને આખી દુનિયામા તેની નિકાશ થાય છે મકાનોનુ બાંધકામ, પ્રાચીન ઐતિહાસિક સ્થળો, ચિત્ર શાળાઓ, મ્યુઝીઅમો તથા પ્રજાના મનોરંજન માટે બનાવેલા આનંદ વિનોદના સ્થળો યુરોપના બીજા દેશોની માફક બેલ્જીયમમા પણ સર્વત્ર છે બેલ્જીયમથી દરિયાઈ મુસાફરી કરી સ્ટીમર રસ્તે ઇગ્લડના બંદર ડોવરને કીનારે પહોચ્યા અહીંથી આશરે ૨॥ કલાકની જમીન માર્ગે મુસાફરી કરી ઇગ્લેન્ડના પાટનગર લડન શહેરમા પહોચ્યા.

"જેના સામ્રાજ્યમા સૂર્ય કદિ અસ્ત પામતો નથી" એ બ્રિટિશ શહેનશાહતના પાટનગર લડનનુ વર્ણન અનેક સમર્થ લેખકોએ અને માગ પહેલાના અનેક હિન્દી મુસાફરોએ સુન્દર શૈલીથી કરેલુ છે જેને લઈને વાચનાર વર્ગના ઘણા મોટા ભાગના એ જાણવામા હશે તેથી એનુ પિષ્ટપેષણ અને ફરીથી કરી વાચનરાઓને કટાળો આપવાનું મને દરસ્ત લાગતું નથી વળી કમભાગે, લડનમા બન્ને વખત મારી તદુરસ્તી અસ્વસ્થ રહેવાના કારણે ન તો ત્યાના મારા સખ્યાબધ મિત્રોમાથી કોઇની હુ મુલાકાત લઇ શક્યો કે ન તો કોઇ જોવા લાયક સ્થળો જોઇ શક્યો પેસ્તનજી કુકની મારફતે લડનમા ગ્રોસ્વેનર હાઉસ પાર્કલેન્ડ હોટેલમા અમારા ઉતારા માટે બદોબસ્ત કરેલો જેમા રહેવાના સ્યૂટ (Suite)નું રોજનુ ભાડુ સાડાચાર પાઉંડ અને જમવા ખાવાના રોજના અઢી પાઉંડ મળી કુલ ૭ પાઉંડનુ ખર્ચ લાગતુ આઠ દિવસ સુધી આ હોટેલમા રહી ૬૦ પાઉંડનો ખર્ચ કર્યો અને દવા કરી, પણ તેથી તદુરસ્તીને

કશો લાભ થયો નહીં અને કશો આનન્દ લઇ શક્યો નહીં અને મને લાગ્યું કે ગરમ હવાવાળા પ્રદેશમાં રહેવાથી શરીર ઠીક થઇ જશે તેથી લંડનમાં મશિનરી વગેરેની જે ખરીદી કરવાની હતી તેને માટે મારા સેક્રેટરી મિ. દામાણીને ત્યાં રાખી અમારા આડ-તીઆઓ પાસેથી એક અંગ્રેજ ભોમીઓ સાથે લઇ લંડન છોડી હું ફ્રાન્સના ઉત્તર કીનારે નીસ નામના શહેરમાં આવી પહોંચ્યો.

નીસ એ યુરોપના શ્રીમંતોને શીયાળાની ઋતુમાં હવા ખાવા માટે આવવાનું સ્થળ છે, અને ત્યાં આનન્દ વિલાસ માણવા માટે અનેક તવંગર લોકો શીયાળાના ચાર મહીના ગાળવા આવે છે. અહીં આગળ નામદાર આગાખાનનો દરિયા કીનારા ઉપર બંધાવેલો એક આલીશાન મહેલ છે જેની પાછળ અઢળક નાણું વેરવામાં આવેલ છે અને આપણે માનીએ છીએ તે પ્રમાણે ગત જન્મોના સુકૃત્યોના ફલ એ ધર્મગુરુ આ જન્મે સુખ વિલાસની વિપુલ સામગ્રી રૂપે ભોગવી રહેલા છે. અહીં નીસમાં માસિક ૪૦ પાઉંડના ભાડાથી ૨ માસ માટે એક બંગલો ભાડે રાખી એક રસોઇઓ, નોકર અને હાઉસમેડ રોકી ઘરનો ખોરાક લેવાની શરૂઆત કરી અને એથી એક માસમાં તંદુરસ્તીને ઘણો ફાયદો થયો. કેમકે નીસની હવા ઘણી સરસ, બેરોમીટરનો પારો ૮૫ ડીગ્રી ઉપર અને દરિયાના પાણીમાં હમેશાં લાખો સ્ત્રી-પુરુષો ન્હાવા જાય તેમની માફક દરિયાના પાણીના સ્નાનથી અને દરિયા કીનારાની હવાથી શરીરને જે સારો લાભ જરૂર થવો જોઇએ તે થયો.

ફ્રાન્સની પ્રજા બહુજ રંગીલી અને મોજીલી છે અને સ્વભાવે માયાળુ, આનંદી, ભલી અને એશઆરામને ચાહવાવાળી છે. તેને અંગ્રેજોની માફક આપણી ઘઉંવર્ણી ચામડીની સુગ નથી, અને પરદેશી પ્રજાના માણસો તરફ બહુ સ્નેહભાવથી વર્તે છે. સામાન્ય રીતે કોઇના ગુનામાં ગરક ન થનારી અને પોતાના સુખચેનની ખાસ કાળજી રાખનારી આ પ્રજા છે દરરોજ સાંજે સ્ત્રીપુરુષોના ટોળેટોળા વળીને શહેરમાં અને શહેર બહાર ફરવા નીકળી પડે અને વિનય તથા નમ્રતામાં એમની પાવરધી પ્રજા

છે કે હાનના ચાનતા બીજા શબ્દો દરેકની જબાન પર રમતા હોય
અને ચાલતા ગીરદીમા આપણને સહેજ અડી જવાય તો પણ
'પાર્દો' (માફ કરજો) અને સહેજ પણ કામમા 'મેર્સી'
(ઉપકાર થયો) એ શબ્દો તો ઘડી ઘડી કાન પર પડ્યા જ કરે

નીસમા મારે કોઈ સાથી નહીં ફ્રેન્ચ ભાષાનું જ્ઞાન નહીં,
તેથી બધુ કામ ઈશારાથી સમજાવીને લેવુ પડે, અને તે લોકો
બોલે તેમા પુરૂ સમજાય નહીં તેથી એક માસ રહેતા મને કંટાળો
આવી ગયો મારી તબિયત પણ હવે ઠીક થઈ ગઈ હતી તેથી
એક માસ પુરો થયે બંગલો ધણીને સોંપી સ્પેનમા બાર્સીલોનાના
ખાતે એક મોટુ એક્ઝીબિશન (પ્રદર્શન) ભરાવાનું હતુ તે જોવાના
ઈરાદાથી સ્પેન જવાનુ નક્કી કર્યું.

## મોંટી કાર્લો

સ્પેન જતા પહેલા નીસની નજીક આવેલુ ફ્રાંસનું મોન્ટી કાર્લો
જેમા આખા યુરોપનું સહુથી મોટુ જુગારખાનુ આવેલુ છે તે
જોવા ગયા મોન્ટી કાર્લો ૧૦ હજાર માણસોની વસતિવાળુ નાનકડુ
ગામડુ છે પણ શહેરની કુદરતી સુંદરતા બહુ રમણીય છે ફ્રાંસના
માર્સેલ્સ બંદરથી મોન્ટી કાર્લો ૪ કલાકના રેલ્વે રસ્તે અને
ઈટાલીના જીનોવા બંદરથી ૩ કલાકના રેલ્વે રસ્તે દૂર આવેલુ છે
મોન્ટી કાર્લો સામાન્ય રીતે ફ્રાંસની દેખરેખ નીચે ગણાય છે પણ
વ્યવહારમા અને કાયદાઓમા તો તે ઠેઠ સ્વતંત્ર છે અને
મોનેકોના રાજાની સત્તામા છે

કેસીનો નામથી ઓળખાતા મોન્ટી કાર્લોના અહીંના પ્રખ્યાત
જુગારખાનામા દર સાલ આશરે ૧૦ કરોડ પાઉંડનો જુગાર
ખેલાય છે એમ અમારા સાંભળવામા આવ્યુ હતુ જેટલી રકમના
દાવ ખેલાય તેના ઉપર દશ ટકા રાજાને ફી તરીકે આપવા પડે છે
એટલે મોનેકોના રાજાને માત્ર આ જુગારખાનામાથી જ દર સાલ
૧ કરોડ પાઉંડની આવક થાય છે અહીં જુગાર રમવાનો પ્રતિ
બંધ તો નથી જ, પણ ઉલટુ અહીં તો રાજ્ય તરફથી ફી લઈ

છે થોડા જ વખત ઉપર પજાબના રાજા રણજિતસિંહના પુત્ર દિલીપસિંહે ગોરી નનનાના રૂપની અગ્રેજ ખ્રિસ્તી ધર્મ ગ્રહણ કરી અહીંની એક કુમારિકા સાથે લગ્ન કર્યું હતુ તેમની દીકરીએ અહીં આપઘાત કર્યાના સમાચાર છાપામા વાચવામા આવ્યા હતા એવા કીસ્સાએ તો આ જગ્યાએ ઘણુાંરે બન્યા કરે છે અને વગર મહેનતે લક્ષાધિપતિ થઇ બેસવાની આશા રાખી બાર નાન અનેક સ્ત્રી પુરૂષો પોતાની વ્હાલી જિન્દગીનુ અહિ બલિદાન આપી દે છે

કેસીનોમા અમે દાખલ થયા ત્યારે આશરે ૨૦૦ માણસો ટેબલો ઉપર બેસી કિસ્મતના ખેલ ખેલી રહ્યા હતા અમે પણ ગમત ગમતના ખાતર ૩ રૂલેટના એક દાવ મુકયો અને ખોયો તે પછી ત્યા ચિત્રોના આલબમ વેચાતા હતા તેમાથી થોડાક ખરીદ કરી બહાર નીકળી, ચ્હા-પાણી લઇ મોટર રસ્તે પાછા પદર માઇલની સફર કરી નીસ આવ્યા મોન્ટી કાર્લોનુ આ જુગાર-ખાનુ જોઇ મને લાગ્યુ કે જીતનાર માટે સ્વર્ગ અને હારનાર માટે નરક એ બન્ને અહી એક જ સ્થળે-એક જ સાથે વસી રહેલ છે! જુગારખાનામા એક નાટકશાળા બાધી છે તે જોવા જેવી છે

મોન્ટીકાર્લોમા વેપાર ઉદ્યોગ જેવુ કશુ છે જ નહીં કાંઇ પણ ચીજ બનાવવાના કારખાનાનુ ત્યા નામ નિશાન નથી મુસાફરો આવે તેમને ખાનપાનના સાધનો પુરા પાડવા એ વેપાર અને તેમની હર પ્રકારે સેવા ઉઠાવી તેમને પ્રસન્ન રાખવા એ ત્યાના સ્ત્રીપુરૂષોનો એક જ વ્યવસાય છે

## સ્પેનનું પ્રદર્શન

નીસ પાછા આવી અમારા કાર્યક્રમ પ્રમાણે ૩૦ કલાકની રેલ્વેની મુસાફરીને અતે બારસીલોના આવી પહોચ્યા અહીં આવ્યા પછી અમારી કાયમની મુશ્કેલી-ભાષા પરત્વેની-વધારે લાગવા માડી યુરોપની આખી કાન્ટીનેન્ટ' ઉપર માત્ર હોટેલોના માણસો સિવાય બીજા કાઇ લોકો પોતાના દેશ સિવાયની બીજી ભાષા જાણવાની

આવે છે અને તે વસ્તુઓ આખા યુરોપમાં બનતી વસ્તુઓ સાથે સરસાઇ કરે છે કેમકે જાપાન યુરોપની શોખીન પ્રજાને દરરોજ નવને નવું આપ્યા જ કરે છે અને એ રીતે એન્જીનીયરીંગ અને ઔદ્યોગિક ખાતાઓની સાથે પહોંચેના યુરોપ પાસેથી પણ કુશળ જાપાનીઝ પ્રજા પૈસો મેળવી રહી છે આ ઉપરાંત, આખા યુરોપમાં કોઇ પણ મોટું શહેર એવું નથી કે જ્યાં એક પણ જાપાનીઝ વેપારી પેઢી ન હોય, અને આખા યુરોપમાં એક પણ નિશાળ કે કોલેજ એવી નથી કે જ્યાં જાપાનીઝ બાળકો શિક્ષણ લેતા ન હોય અને એક નાનામાં નાનું ગામડું પણ એવું નથી કે જ્યાં જાપાનીઝ લોકોની વસતિ ન હોય જાપાનની સરકાર હરસાલ લાખો રૂપીઆનો ખર્ચ કરી પોતાની પ્રજાના બાળકોને યુરોપની જુદી જુદી શાળાઓ અને કોલેજોમાં શિક્ષણ અપાવી રહેલ છે અને તે શિક્ષણનો લાભ પોતાના દેશને અપાવે છે એક અરધી સદીમાં જાપાને આ રીતે જગતની બધી પ્રજાઓમાં પોતાનું આગળ પડતું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે તેની સાથે મુકાબલો કરતાં આપણી હિન્દી કોંગ્રેસનો જન્મ થયાને પણ ૫૦ વરસ થવા આવ્યા તેટલા વખતમાં હિંદુસ્તાને કેટલી પ્રગતિ કરી તે વિચારવાનું હું વાચનારાઓને સોંપું છું.

પ્રદર્શનમાં લગભગ તમામ દેશોની કારીગિરીના વિભાગો હતા તેમાં બ્રિટિશ વિભાગ ઘણો નાનો હતો અને ખાસ જોવા લાયક તો હિંદુસ્તાનનો વિભાગ હતો જેના વર્ણનથી વાચનારાઓને જરૂર ઘણી રમૂજ ઉપજશે

માટીથી લીંપેલું દશ ફુટ પહોળું અને ૨૦ ફુટ લાંબુ એક ઝુંપડું અને તેની માટીની ભીંતો ઢાંકી દેવા માટે તેના ઉપર મથુરાની સાડીઓના ટુકડા ચોડી દીધેલા જે કોઇ કોઇ ઠેકાણેથી ખસી જવાથી ઢાંકવા છતાં દિવાલોનું પ્રદર્શન ખુલ્લું પડી જતું હતું આ ઝુંપડામાં આફ્રિકાના હબસીને શરમાવે તેવા રંગનો એક મદ્રાસી છોકરો ૨૦૦ જેટલી નાની નાની શીશીઓ અને આઠ દશ મોટા ગોળ શીસાઓ ખડકીને ઉભો હતો આ શીશી-

શીસાઓમાં હિંદુસ્તાનની બનાવટના અત્તરો "ઓટો દિલ બહાર" અને "કામિનીઆ ઓઇલ"ના નમુનાઓ ભરેલા હતા અને એક હીંદી બાઇ સહુ જોના આવનારાઓના હાથ ઉપર એક સળી વડે આ ખુશબો લગાડવાનું કામ કરતા હતા. એક બીજી બાજુએ પાંચ છ સીલોની બાઇઓ સિલોનમાં બનેલી Curios (કયુરીઓઝ) વેચતા હતા અને એક દ્વિગનુ નાટક જાતે બનાવતા હતા. એક ઠેકાણે હિંદી વીશી-હોટેલ-જેવું ઉભું કરી રાખ્યુ હતું અને આ અદ્ભૂત વિભાગને માથે "Cylone Show" (સિલોનીઝ શો) એવુ સુંદર પાટીયુ લગાડેલુ હતુ. જગતભરની કલા કારીગીરીઓમાં એક વાર રાણી પદ ભોગવતા ભારતવર્ષમાંથી આ પ્રદર્શનમાં બતાવવા માટે આટલી જ વસ્તુઓ રજુ કરવાની તસ્દીઓ કરી હિંદની ગોરી સરકારે પરદેશોમા પણ હિંદને હલકુ પાડવાની કલા બરાબર બતાવી હતી. આપણા દેશની અંદર તો સરકારે હિંદની પ્રજામા હવે કશુ સત્વ બાકી રહેવા દીધુ નથી પણ પરદેશોમા એ હિંદુસ્તાનની આવી નિર્દય હાંસી કરાવી વિશેષ તિરસ્કારપાત્ર બનાવવાનું જો હવે સરકાર બંધ કરે તો તેનો ઘણો ઉપકાર થાય. હતભાગી હિંદ સિવાય બીજી કઇ પ્રજા નીચુ માથુ રાખીને આટલુ અપમાન સહન કરી શકે! પેટ ભરી ભરીને અપમાન અને તુચ્છકાર સહન કરવાને ટેવાઇ ગયેલી આજની હીંદી પ્રજા સમી નિર્બલ પ્રજા જગતભરમા ક્યારે ય જન્મી નહીં હોય અને હવે જન્મશે તો નહીં જ. જે પ્રજાનો આત્મા જ મરી ગયો હોય તેને માન અપમાનના સુખદુઃખની લાગણી ક્યાંથી જ બાકી રહી હોય!

બારસીલોનાનુ પ્રદર્શન જોઇ અમે સ્પેનના પાટનગર માડ્રીડ તરફ જવા રવાના થયા.

❧

પરવા કરતા નથી. સુભાગ્યે અમોએ થોમસ કુક મારફતે કરેલી ગોઠવણ અનુસાર હોટેલમાં રહેવાની સગવડ તુરત થઇ ગઇ અને શહેરમાં પહોંચ્યાને બીજે જ દિવસે અમે પ્રદર્શન જોવા ગયા. આ પ્રદર્શનનું વર્ણન આપતાં પહેલાં સ્પેનની પ્રજાનું થોડું વર્ણન આપીશઃ યુરોપના બીજા દેશોનાં કરતાં અહીંની પ્રજા વધારે ખૂબસુરત છે. તેમનાં શરીરનો રંગ બરફ જેવો ઉજળો, માથાના વાળ કાળા અને ચકચકીત અને આંખોનો રંગ પણ કાળો હોય છે. સ્ત્રીઓ તેમ જ પુરુષો બન્ને ખૂબસૂરત છે અને સ્વભાવે પણ આનંદી અને મોજીલા છે. રંગ બેરંગી વસ્ત્રોમાં સજ્જ થઇને રસ્તે ચાલતા માણસો ખૂબ વિનોદ કરતા અને વાતો કરતા જાય અને ગરમી ઘણી પડે તેથી ઘડી ઘડી પસીનાથી રેબઝેબ થઇ જાય. ખુશદિલીથી આવી રીતે ફરતાં માણસોનાં ટોળાં જોઇને મુસાફરોનાં મન પણ પ્રફુલ્લિત થઇ જાય તેમાં નવાઇ નહીં. પ્રદર્શન જોવાને માટે આખા બારસીલોનાની આઠ લાખ માણસોની વસતિના દરેક સ્ત્રી પુરુષ અને બાળક દિવસમાં એક વખત જરૂર આવી જાય અને ખૂબ રસથી પ્રદર્શન નિહાળે. પ્રજાની પ્રમાણિકતા અને કાયદાને માન આપવાની વૃત્તિ એટલે સુધીની કે સરકાર તરફથી મોટરકારનું જે ભાડું ઠરાવવામાં આવેલ હોય તેટલી રકમ ઉપરાંત આપણે કાંઇ પણ વધારે રકમ આપવા ચાહીએ તો ડ્રાઇવર તેને હાથ લગાડે નહીં પણ કાયદા પ્રમાણે થતી હોય તેટલી જ રકમ લે.

પ્રદર્શન તો જાણે ઇન્દ્રપુરી ખડી કરી દીધી હોય તેવું અજબ હતું. તેની પાછળ કરોડો પાઉન્ડનો ખર્ચ કરવામાં આવ્યો હતો. મોટા મોટા હોલ, ફુવારા, રેસ્ટોરાં, રાતને વખતે ફુવારાઓની વચ્ચે ફરતી રંગબેરંગી બત્તીઓ અને તેના ઉપર પડતી પાણીની ધારાઓ, અને કૃત્રિમ જલધોધો; નીચેથી ઉપર ચડવા માટેની યાંત્રિક સ્ટીડીઓ—જેનાં પગથીયાં ઉપર ઉભા રહીએ એટલે સીડી આપોઆપ ફરવા માંડે અને ઉપર પહોંચીએ એટલે આપણી મેળે જ સીડી ઉપરથી ઉતરી પડાય અને તે જ પ્રમાણે ઉપરથી નીચે આવવાની ગોઠવણ કરેલી એવી સુંદર રચના; અને અનેક જાતના મનો-

રંજક દશ્યો પહાડો ઉપર ગોઠવીને પ્રદર્શનને સર્વથા આકર્ષક બનાવવામાં આવેલું હતું.

આ પ્રદર્શનમાં દુનિયાના તમામ દેશોની સરસમાં સરસ કારિગીરી રજુ થયેલી હતી તેમાં જરમની અને જાપાન એ બે દેશોએ કમાલ કરી બતાવી હતી. આખા જરમનીમાં જેટલી વસ્તુઓ બને છે તેટલી બધીના નમુના આ પ્રદર્શનમાં ૨૦ આલીશાન મકાનો ભરાય તેટલા જથ્થામાં ગોઠવી રાખ્યા હતા અને જાપાને તો સો ફીટ લાંબા અને ૬૦ ફીટ પહોળા એવા ૪૦ ઓરડાઓમાં જાપાનની કારીગિરી રજુ કરી પ્રદર્શનના ચોથા ભાગ જેટલી જગ્યા રોકી લીધી હતી. પ્રદર્શનના આ જાપાની વિભાગમાં દાખલ થતાં પ્રથમ બુદ્ધ ભગવાનની ચાળીસ ફીટની ઉંચાઇની એક પિતળની પ્રતિમા જોનારાઓને મુગ્ધ કરી નાખતી. આ મૂર્તિના જૂદા જૂદા ટુકડાઓ નટ-બોલ્ટ વડે એવી સફાઇથી જોડી દીધા હતા કે જોનારને આખું સળંગ ઘડતર હોય એવો ભાસ થતો હતો. ત્યાંથી અંદર જતાં જાપાનીઝ હુન્નર અને કળાના જે નમુનાઓ જોવામાં આવ્યા તેનું વર્ણન કરતાં સેંકડો પાનાંઓ ભરાઇ જાય. આત્મબલથી ઉન્નતિ પામેલી પ્રજા પરાયા દેશમાં જઇને પોતાના ગૌરવની કેવી સરસ છાપ પાડી શકે છે તેનો ખ્યાલ એ જોતાં બરાબર આવી શકતો હતો. આ વિભાગમાં ૮૦ જાપાનીઝ સ્ત્રી-પુરુષો અને આખા બારસીલોનામાંથી મ્હોં માગ્યો પગાર આપીને રોકેલી ૨૦૦ અતિશય ખુબસુરત સ્પેનિશ કુમારિકાઓને દરેક સ્ટોલવાર ગોઠવી દેવામાં આવ્યાં હતાં અને ત્યાં આખો વખત ખૂબ ખરીદી ચાલુ રહેતી અને લાખોને હીસાબે વેપાર થતો હતો.

જાપાનીઝ પ્રજાએ પોતાની હુન્નર-કલાથી યુરોપને મુગ્ધ કરી નાખ્યું છે. પારિસમાં જાપાનીઝ લોકોએ કાયમી પ્રદર્શન રૂપે એક વસ્તુ સંગ્રહ રાખેલ છે તેમાં અનેક જાપાનીઝ સ્ત્રી-પુરૂષો કામ કરે છે અને કોઇપણ ઠેકાણે પ્રદર્શન ભરાય ત્યાં રાખવા માટે પારિસના આ સંગ્રહમાંથી વસ્તુઓ પુરી પાડવામાં

## પ્રકરણ ૭ મું

## સ્પેન–પારિસ–ચેકોસ્લોવાકીઆ

સ્પેનનું પાટનગર માડ્રીડ ૭॥ લાખની વસતિવાળું મોટું શહેર છે. તેમાં સુંદર મ્યુઝીયમ, યુરોપના અનેક વિખ્યાત ચિત્રકારોનાં ચિત્રોવાળી પીકચર ગેલેરીઓ, મધ્યકાલીન કારીગિરીથી બાંધેલા અનેક જુના વખતનાં મકાનો તેમ જ અર્વાચીન કારીગિરીના નમુના રૂપ કેટલાંક મકાનો–જેમાં માડ્રીડની પોસ્ટ ઓફીસનું મોટું મકાન તથા બેંક ઓફ સ્પેનનું મકાન ખાસ ધ્યાન ખેંચે તેવાં છે–તે બધા ઉપરાંત ખાસ જોવા લાયક સ્પેનના રાજાનો રાજમહેલ છે. આ મહેલ અને તેની આજુબાજુની જમીનનો વિસ્તાર ૭ માઇલનો ઘેરાવો રોકે છે. આખા મહેલનું બાંધકામ ગ્રેનાઇટ પત્થરનું છે અને ૧૭૩૭માં મહેલ બંધાવો શરૂ થઇ ૧૭૬૪માં ૨૭ વરસે પૂરો બંધાઇ રહ્યો હતો. મહેલની અંદરનું મૂલ્યવાન ફર્નીચર, તખ્તવાળા ઓરડાની ઉપરની સીલીંગ પરનું ઉચ્ચ કલાનું ચિત્રકામ અને મહેલની લાઇબ્રેરી તથા ટેપેસ્ટ્રી બહુ જ સુંદર અને જોતાં આંખો ન ધરાય તેવાં સરસ છે.

માડ્રીડમાં ૩ દિવસ રોકાઇ અમે ફરી પાછા ફ્રાન્સમાં–જગતના વિલાસ અને મોજશોખની મહારાણી રૂપ ગણાતી ફ્રેન્ચ પ્રજાસત્તાકની અલબેલી રાજનગરી પારિસમાં–આવી પહોંચ્યા. ૩૦ લાખ માનવીઓની વસતિવાળી આ રંગીલી, વિલાસી નગરીમાં એટલું બધું જોવાનું છે અને આનંદ અને મોજમજાહનાં એટલાં બધાં સાધનો છે કે તેનું વર્ણન કરવા માટે કોઇ કવિની કલમ જોઇએ. પ્રાચીન અને અર્વાચીન કલાના હજારો મનમોહક મકાનો,

નાટક, ઓપેરા અને સિનેમાના સેકડો આલિશાન થિયેટરો, આર્ટસ્પહાણની કલાના મ્યુઝીયમો, દેવાલયો, ઉંચા ઉંચા મિનારાઓ, મનોહર હોટેલો, રેસ્ટોરાંઓ, વીસ નરોનાં સખ્યાબધ બાવલાઓથી શોભતા સુંદર રસ્તાઓ તથા ફુલફુવારાં હજારો વૃક્ષો-વેલીઓ વડે વિરાજતા બાગ-બગીચાઓ, હરવા ફરવાનાં રમણીય સ્થાનો : એ બધુ પારિસ આવનાર મુસાફરના મનને મોહિત કરી નાખે છે. ખ્રિસ્તી ધર્મનું પ્રખ્યાત ધર્મ મદિર નોત્રદામ, અનેક રોમાંચકારી કથાઓથી ભરપૂર બાસ્ટીલનો કીલ્લો, અને જગતની સાત અજાયબીઓમાંની એક અજાયબી-એફીલ ટાવર એ પારિસમા આવેલ છે. ૯૮૩ ફીટ ઉંચો આ ટાવર જગતભરમાં ઉંચામા ઉંચું મકાન છે. તેની ઉપરના ભાગમા પણ જોવા જનારાઓની સગવડને માટે ચ્હા-પાણી અને ખાવાની વસ્તુઓની દુકાનો રાખવામા આવેલી છે. ચોવીસે કલાક જીવતી જાગતી નગરીમાં વિલાસી જનો માટે રાત એ દિવસ અને દિવસ એ રાત જેવો છે. આખા યુરોપભરની નાજુક અને ખુબસુરત રમણીઓનુ પારિસ કેન્દ્રસ્થાન છે. સક્ષેપે પૃથ્વી ઉપરનું સ્વર્ગ જેવુ હોય તો તે પારિસ છે અને ઇન્દ્રીયોનો યથેચ્છ વિલાસ માણી પરિણામે નરકનું દુ:ખ વ્હોરી લેવુ હોય તો તે પણ પારિસમા બની શકે છે. પારિસન પ્રજાનો વિલાસ હદ ઓળગી ગયેલો છે અને ફ્રાન્સનું પ્રજાસત્તાક રાજ્ય પ્રજાના વિલાસ ભોગમા કોઇ રીતે અતરાય નાખતું નથી તેથી લોકોની "રસિક" વૃત્તિયો એટલે સુધી પહોચી ગઇ છે કે નાટકોમા કામ કરનારી સ્ત્રી એકટરોના શરીર ઉપરના કપડાથી તેનું શરીર ઢકાય છે એમ કહેવુ એ ભ્રમ છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધની ઇદ્રીયોથી મળતા તમામ પાર્થિવ સુખોના આસ્વાદ માટે જગતભરના શ્રીમતો પારિસમા આવે છે. અનેક અમેરિકન મુસાફરો અને હિંદુસ્તાનના રાજા-મહારાજાઓ કરોડો પાઉડનો ધુમાડો કરવા પારિસમા આવે છે, અને કોઇ કોઇએ તો પોતાના સ્થાયી નિવાસ માટે ત્યા મકાનો પણ બાધેલા છે. આપણા શ્રીમત ગાયકવાડ સરકારે પારિસથી આઠ માઇલના અંતર ઉપર એક આલિશાન મહેલ બધાવેલો છે. ઇન્દોર

નરેશ સર તુકોજીરાવે પણ રાજ્યગાદીનો ત્યાગ કર્યા પછી પોતાની નવી મહારાણી શર્મિષ્ઠા દેવી (પહેલાંની મિસ મિલર) સાથે પારિસમાં કાયમનો નિવાસ કીધો છે. આ સિવાય હિંદુસ્તાનના કેટલાયે રાજા–મહારાજાઓએ યુરોપમાં કરોડો રૂપીઆની રકમો વેપાર વણજમાં રોકેલી છે કેમકે તેઓને મનમાં ભય લાગે છે કે કોઇ દહાડે દેશની પ્રજા વિફરશે તો તેમનાં રાજ્યતખ્તો ઉલ કરી નાખશે તેથી આગમચેતી વાપરીને ગરીબ બેહનોના લોહી ચુસી-ચુસીને એકઠી કરેલી મહામુલી દૌલત વડે કેટલાએ રાજાઓએ અહીં મોટી યુરોપીઅન કંપનીઓના શેરો ખરીદ કીધા છે–કોઇએ મિલકતો ખરીદ કરી ભાડાં ખાવા સારૂ મકાનો બાંધ્યા છે અને કોઇએ હોટેલોમાં ભાગીદારીઓ રાખેલી છે. અને એ રીતે કંગાલ હિંદની અઢળક લક્ષ્મી યુરોપમાં વેરી નાખેલી છે. મેં સાંભળી તે હકીકત ખરી હોય તો અમુક રાજા મહારાજાઓ તો શેરોના ડીવીડંડમાંથી અને મકાનભાડાંની આવકમાંથી હરસાલ ૧૦ લાખથી ૪૦ લાખ રૂપીઆ સુધીની કમાણી કરે છે અને એ રીતે યુરોપમાં બીજી રાજધાની ચાલુ કરી દીધી છે. આપણી ગરીબ પ્રજાના નાયકો હજુ આ હકીકતથી અજ્ઞાત હોય એમ મને લાગે છે. આ રાજા મહારાજાઓના વિલાસ–વૈભવ વિશે બીજી ઘણીએ વાતો જાણવામાં આવી છે પણ તેનાથી હૃદય એટલું બળે છે કે કલમ ચાલતી નથી.

પારિસમાં અમે બધું મળીને પાંચ દિવસ રહ્યા–તેટલામાં ત્યાંથી થોડે દૂર આવેલું વરસેલ્સ નગર જોઇ આવ્યા. ૬૦ હજારની વસતિવાળું આ શહેર ઇતિહાસમાં બહુ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. યુરોપના વિજેતા નેપોલીઅન બોનાપાર્ટનું એ નિવાસસ્થાન હતું અને છેલ્લા યુરોપીઅન વિગ્રહની સુલેહ ઉપર આ જગ્યાએ સહી સિક્કા થયા હતા. પારિસ છોડતાં પહેલાં યુગાન્ડાની મારી શુગર ફેક્ટરીને (ખાંડનું કારખાનું) અંગેની ડીસ્ટીલરી માટે ઘયર બનાવવાનું એક નવું "પ્લાંટ" ત્યાંના પ્રખ્યાત યંત્રકામના વેપારી લીપેજ અરમેનની કંપનીમાંથી ખરીદવાનું હતું તેને માટે લંડનથી મારા સેક્રેટરી મિ. દાસાણીને બોલાવી તે "પ્લાંટ" ખરીદ કર્યું.

પારિસમા આપણા હિંદી ભાઇઓની વસતિ આશરે ૨૦૦ માણસોની છે. તેમાનો મોટો ભાગ ઝવેરાતનો વેપાર કરનાર અને પૈસે ટકે સુખી છે. હસ્સાન તેઓ બધા એકત્ર થઇ નવા વર્ષની ખુશાલી ઉજવી આનદ કરે છે

પારિસ છોડીને માના પેટના આતરડાના દર્દની દવા કરાવવા માટે હું પાછો બર્લીન જવા ઉપડ્યો. મારી ખાસી હજુ પણ ઠીક મટી તો નહોતી જ. બર્લીન પાસે અમુક પાણીના ઝરા છે તેનુ પાણી પીવાની અને ડાક્ટરની સારવારની ખાસ જરૂર હતી તેથી ઓગષ્ટ માસથી બર્લીનમા આવી સારવારની શરૂઆત કરી અને ઇલેક્ટ્રીક સારવારના પ્રયોગ અખતરાઓ અજમાવ્યા. પ્રોફેસર રોશીન નામનો પ્રખ્યાત જરમન ડાકટર બર્લીનમા છે તેની પોતાની ચાર હોસ્પીટલો ત્યા ચાલે છે અને તેમા ઘણા શ્રીમત દરદીઓ સારવાર માટે આવે છે બર્લીનથી ૨૫ કીલોમીટર દૂર નહી કાંઈ જ્યા આ ખાસ પાણીના ઝરાઓ આવેલા છે ત્યા મકાન ભાડે રાખી રસોઇઓ, નોકર, હાઉસમેડ રોકી એ ડોક્ટરની સારવાર શરૂ કરી, અને ત્યાથી હમેશા શહેરમા આવવુ પડ્યુ, જે માટે એક સાત સીટર મોટરકાર ખરીદ કરી લીધી દોઢ માસની આ ડોકટરની સારવારથી મારી ખાસી લગભગ ઠીક જ થઇ અને પેટના દર્દને પણ ૭૫ ટકા જેટલો આરામ થયો અલબત્ત, તે માટે મારે ડોકટરને ભારે ફી આપવી પડી–૧૫૦ પાઉડ. આરામ થયા પછી એક ને એક જગ્યાએ રહેતા કટાળો આવવાથી આજુબાજુના પ્રદેશમા ફરવા માટે મે ડાક્ટરની રજા માગી તે મળી અને તેણે મારી સાથે પોતાના એક એસિસ્ટટ ડોકટરને સારવાર માટે ફરવા મોકલ્યો, જેનું ખર્ચ પણ અલબત્ત મારે જ ઉપાડવાનુ હોવાથી તેને તો આ રીતે ફરવાનો અનાયાસે લ્હાવો મળી ગયો. અને મને એ રીતે મુસાફરીમા સારો સાથી મળી ગયો

બર્લીનથી નીકળી પ્રથમ અમે ચેકોસ્લોવાકીઆ ગયા આ નવા દેશમા પ્રવેશ કરતા અત્યાર સુધી નહીં નડેલી એવી એક નવી મુશ્કેલી ઉભી થઇ. મારા પાસપોર્ટમા આખા યુરોપની સફર

માટે ચાલી શકે તેવી 'વીસા' હતી અને અત્યાર સુધી તે બાબતમાં ક્યાંયે વાંધો આવ્યો ન્હોતો, પણ ચેકોસ્લોવાકીઆમાં દાખલ થતાં પહેલાં એ પાસપોર્ટમાં સહી લેવા માટે મારે ૩૦૦ માઇલની પાછી સફર કરવી પડી. અને ચેકોસ્લોવાકીઅન કોન્સલની સહી લીધા બાદ ફરીથી બીજે રસ્તે સફર કરી ચેકોસ્લોવાકીઆમાં પ્રવેશ કર્યો. આ દેશમાં કાર્લ્સબાડ નામનું એક મોટું શહેર છે, જે તેના પાણી માટે પ્રખ્યાત છે અને તે પાણીની સારવાર માટે પેટના અને વાયુના દર્દના અનેક દર્દીઓ આવે છે. અહીં ગરમ પાણીના ફુવારાઓ ૫૦ ફીટ જેટલે ઉચે ઉકળેલું પાણી ચડાવે તેવી રચના કરેલી છે. અને ફુવારાની ઉપર કાચની કોઠીઓ બનાવેલી છે. ઉપરાંત ન્હાવાને માટે નદીને કાંઠે પુષ્કળ "બાથ" બનાવવામાં આવેલા છે જેમાં ન્હાવાથી વાયુના દર્દો મટે છે અને ત્યાંના ઝરાના પાણીના સેવનથી પેટનાં દર્દો મટે છે. અહીં આગળ મુસાફરોને માટે ઘણી હોટલો પણ મોજૂદ છે અને "બાથ" તથા પાણીના સેવન માટે સરકાર તરફથી માસિક ફી રાખવામાં આવેલી છે. અમે એક દિવસ અહીં રોકાઇ આ પાણીના સેવનનો અખ્તરો કરી જોયો. પાણી સ્વાદમાં અલબત્ત ફીકું લાગ્યું પણ દર્દ ઉપર ઘણું અસરકારક છે.

ચેકોસ્લોવાકીઆનો ખાસ ઉદ્યોગ "વિંડો ગ્લાસ" (બારીઓના કાચ) બનાવવાનો છે, જેની તે દેશમાં ઘણીક ફેક્ટરીઓ છે અને તે સિવાય ઘરઉપયોગનું ફરનીચર પણ તે દેશમાં મોટા જથ્થામાં બને છે, જેના પણ કારખાનાંઓ ઘણાં છે. "વીંડો ગ્લાસ" બનાવવામાં ચેકોસ્લોવાકીયા આખી દુનિયામાં સહુથી ચડી જાય છે તેનું કારણ કે ઉંચી જાતના અને મજબુત બનાવટના કાચ બનાવવા માટે તે દેશમાં ઘણી સારી "સીલ્વર સેંડ" (રૂપેરી રેતી)ની અનેક ખાણો આવેલી છે. એ સિવાય "આર્ટિફીસ્યલ સીલ્ક" (બનાવટી રેશમ) બનાવવાનાં પણ આ દેશમાં કારખાનાંઓ છે. યુરોપનો દરેકે દરેક દેશ પોતાના ઉપયોગ માટે તેમજ પોતાની કોલોનીઓ (સંસ્થાનો)ના ઉપયોગ માટે જોઇતો જરૂરી માલ બનતાં સુધી પોતે જ બનાવી લે છે

અને પ્રથમ પોતાના દેશમાં તથા કોલોનીમાં જોઇએ તેટલું રાખી લઇ બાકી વધે તે બહારના દેશોમાં વેચે છે. દરેકે દરેક દેશની અમુક ખાસ બનાવટો હોય છે. દાખલા તરીકે, ફ્રાન્સમાં રેશમ બનાવવાનો ઉદ્યોગ ખાસ પ્રધાન છે, તે ઉપરાંત મારસેલ્સ ખાતે તેલનાં બીયાં પીલવાની પણ અનેક ફેક્ટરીઓ છે, અને લોરેન્સ અને આલ્સેસ પ્રાંતોમાં લોખંડના રાક્ષસી કારખાનાંઓ છે જે જોતાં મનુષ્યની બુદ્ધિ થોડીવાર ભુલાવો ખાઇ જાય તેવું છે. એકે-એક દેશમાં એટલું બધું જોવા જાણવાનું છે કે મારી નિર્બલ કલમ તેનો આછો એવો ચિતાર આપતાં પણ થાકી જાય. ઇટાલીની મુખ્ય બનાવટ "આરટીફીસ્યલ સીલ્ક"ની છે તે ઉપરાંત ટ્યુરીન ખાતે "ફીઆટ" મોટરકાર બનાવવાનું જંગી કારખાનું છે ત્યાં રોજની ૨૫૦ મોટરકાર બને છે. અમને તે કારખાનું તેના મેને-જરે સાથે આવીને છેક આદિથી અંત સુધી, લોઢું ગળાય ત્યારથી માંડીને કાર અજમાયશ માટે બહાર નીકળે ત્યાં સુધીનું તમામ કામ, બતાવ્યું હતું. પરંતુ અમારી ઘણી ઇચ્છા છતાં બનાવટી રેશમ બનાવવાના એક પણ કારખાનામાં અમને દાખલ થવાની રજા મળી નહીં અને અમારી પાસે પુષ્કળ ભલામણો હોવા છતાં તે બધી નકામી ગઇ અને આખા યુરોપમાં તેનું એક પણ કારખાનું અમે જોઇ શક્યા નહીં.

## પ્રકરણ ૮ મું.

### ઑસ્ટ્રીઆ-હંગરી-સેક્સની

ઝેકોસ્લોવાકીઆથી અમે પછી ઑસ્ટ્રીઆ ગયા. ડેન્યુબ નદીને કાંઠે કાંઠે પ્રવાસ કરતાં રસ્તે ઉંચા ઉંચા પહાડો અને તેની ઉપરના હરિયાળાં વૃક્ષો નિહાળતા અમે ઑસ્ટ્રીઆની રાજ્યધાની વિયેના (જેને ઑસ્ટ્રીઅન ભાષામાં વીન કહે છે) પહોંચ્યા. આ નદીની અંદર માલ ભરીને લઇ જતી તેમ જ ઉતારૂઓને લઇ જતી નાની નાની સ્ટીમરો છેક સમુદ્રના મુખ સુધી ચાલે છે અને તેનાથી ટ્રાન્સ્પોર્ટનું ખર્ચ બહુ જ સસ્તું પડે છે. અમારી સાથે પ્રવાસમાં હિન્દી મુસાફરોની એક બીજી પણ મોટરકાર હતી જેમાં સર આલબન બેનરજી અને વાયસરોયની કાઉન્સીલના મેમ્બર દિલ્હીવાળા મી. સિંહા હતા. વિયેનામાં પ્રથમ તો હોટેલની શોધ માટે અમારે ખાસા બે કલાક રખડવું પડ્યું અને ઘણી મુશ્કેલી પછી છેક સાંજે એક હોટેલમાં ઉતારાની સગવડ થઇ શકી.

બીજે દિવસે વિયેનાના જોવા લાયક સ્થળો મ્યુઝીયમ, બગીચાઓ, રાજાનો મહેલ વગેરે જોવા નીકળી પડ્યા. યુરોપના દેશોમાં રાજાઓના મહેલ એ અદ્ભૂત જાહોજલાલીના સ્થાનો છે. આપણા દેશમાં આપણે માનીએ છીએ કે આપણા રાજા-મહારાજાઓ મહેલ મહેલાતો બંધાવવામાં બહુ નાણાં ખરચે છે. પણ જ્યારે અહીંના રાજાઓના રાજ્યમહેલો જોઇએ ત્યારે તે મહેલો તો અહીંના મહેલોના માત્ર ઓરડાઓ જેવા લાગે છે. સાધારણ રીતે અહીંનો કોઇ રાજમહેલ ૨૦૦ ઓરડાઓ કરતાં ન્હાનો હોતો નથી અને મોટા

મોટા મહેલોના ઓરડાઓની સંખ્યા ૬૦૦ સુધીની હોય છે. અંદરની અમૂલ્ય અને સુંદર સમૃદ્ધિનું તો વર્ણન જ શું કરવું ? જર્મન કૈસરનો મહેલ જે મુસાફરોએ જોયો હશે તેમને ખ્યાલ હશે કે માત્ર પોતાના ખાનગી થિયેટરમાં જ એ રાજાએ કેટલું મોનું વેર્યું છે. કરોડો પાઉંડની કીંમત અંકાય તેટલી વસ્તુઓ અંદર એકઠી કરેલી છે અને મહેલો બાંધવા માટે વપરાયેલો આરસપહાણ લઇ આવવામાં જ કેટલી બધી ટ્રેનોની જરૂર પડી હશે તે આંકડો પણ ગણી જોવા જેવો થાય. હિંદુસ્તાનની અપ્રતિમ શોભારૂપ ગણાતા તાજમહાલ અને દેલવાડાના દેવાલયોની પણ આ મહેલો સરસાઇ કરી શકે તેવા સુંદર છે.

યુરોપમાં મોજશોખ, વિલાસ અને નિત્ય બદલાતી અવનવી ફેશનોના ધામ તરીકે પારિસથી બીજી પંક્તિમાં વિયેના આવે છે. આ શહેરની વસતિ દસ લાખ માણસોની છે અને હુન્નર ઉદ્યોગમાં શહેર યુરોપના બીજા કોઇ પણ શહેરની સાથે ઉભું રહે તેવું છે, છતાં અત્યારે ઑસ્ટ્રીઆની આ પરાજિત પ્રજાનું નૂર તેજ જાણે ઓગરી ગયું લાગે છે અને ગરીબીએ દેશની તેજસ્વી પ્રજાના મ્હોં કૈંક ઝાંખા કરી નાખ્યા લાગે છે.

દેશેદેશની પ્રજાની રીતભાત અને લાક્ષણિક ગુણોનો કૈંક ખ્યાલ આવી શકે તેવા હેતુથી અમે એક નિયમ રાખ્યો હતો કે યુરોપમાં જે જે દેશમાં જવું ત્યાંના નાટક અને સિનેમા જોવા. વીયેનામાં પણ અમે એક નાટક જોવા ગયા. ભાષા તો સમજાય નહીં, પણ સંગીત અને અભિનય સારાં લાગ્યાં. યુરોપમાં મોટા મોટા થિયેટરો અને ઓપેરા હાઉસો લાખો પાઉંડને ખર્ચે રાજ્ય બાંધાવી આપે છે અને બદલામાં નાટકની આવકમાંથી રાજ્યને અમુક હીસ્સો ઠરાવ પ્રમાણે મળ્યા કરે છે. આ થિયેટરોના શણગાર, શોભા અને સમૃદ્ધિ પણ હેરત પમાડનારાં હોય છે–અને તેમાં પણ વિલાસનું મુખ્ય ધામ પારિસ નગરના થિયેટરો અને તેમાં ભજવાતા નાટકોમાં નટીઓના પોષાક પરત્વે આગળ કહેવાઇ ગયું છે તેમ જેટલું ઓછું લખાય તેટલું જ વધારે સારૂં છે.

વિયેનામાં મુખ્યત્વે ચામડાં કેળવવાની અને તેનો માલ બનાવવાની પુષ્કળ ફેકટરીઓ છે. આજુબાજુમાં દારૂ તથા બીજી વસ્તુઓ બનાવવાનાં કારખાનાંઓ છે. ઓસ્ટ્રીઆમાં પણ દરેક શહેર અને ગામડામાં એકાદ બે કારખાનાં તો હોય જ અને તેની ચીમનીઓમાંથી ધુમાડો નીકળતો જ હોય. વિયેનામાં અમે ચામડાની એક ફેક્ટરી જોવા ગયા હતા અને તેમાંથી થોડો સામાન મૂળ કરતાં બમણી કીંમત આપીને ખરીદ કર્યો. આ રીતે બમણી કીંમત શા કારણથી જાણી જોઈને આપવી પડે છે તેનો ભેદ જાતે જનાર મુસાફરો બરાબર સમજી શકશે.

આ શહેરની અંદર દર શનિવાર-રવિવારે જાત જાતની ચીજોના પ્રદર્શનો ગોઠવાય છે. તેવું એક પ્રદર્શન અમે જોવા ગયા હતા. તેમાં ઘણીયે વસ્તુઓ જોવા જેવી હતી. એક વીજળીથી ફરતો ૧૬૦ ફીટના ઘેરાવાનો ગોળ રેંટ હતો તેમાં રેલ્વેના ડબ્બાઓ હોય છે તેના જેવા ડબ્બાઓમાં બેસવાની બેઠક રાખેલી. રેંટ ફરે એટલે જમીનથી ૧૬૦ ફીટ ઉંચે જઈએ અને ત્યાંથી આખું ગામ બરાબર જોઈ શકાય. (મુંબઈમાં પ્રથમ વિક્ટોરીઆ થિયેટરમાં જે જાયંટ વ્હીલ હતું તે જેમણે જોયું હશે તેમને આનો કંઈક ખ્યાલ આવી શકશે). બીજી એક અજાયબી માઉંટન રેલ્વેની હતી. આ રેલ્વે ઉપરથી નીચે ઉતરતી વખતે મિનીટના બે માઈલની ઝડપે સરી જતી અને તેમાં બેસનારાઓના હૃદય ગભરાટથી બંધ ન પડી જાય તે ખાતર નીચે ઉતરતી વખતે લોકો ખૂબ જોસથી બરાડા પાડતા હોય. પ્રદર્શનમાં એક જગ્યાએ આફ્રીકાથી ખાસ તેડાવી મંગાવેલા સીદીઓને રાખી તેમની રહેણી-કરણી અને તેમના નાચનું દશ્ય બનાવવામાં આવતું હતું —અને મારા જેવા હમેશાં તે દશ્યો જોનારને તેમાં કશું નવીન લાગે નહીં. પણ બીજા મુસાફરોને મારે તે પણ એક ખરેખર જોવા લાયક દશ્ય હતું. એક વળી બીજી જગ્યા ઉપર સૂર્ય, ચંદ્ર અને ગ્રહો જોવા મોટા દુરબીનો ગોઠવેલાં હતાં. એક ઠેકાણે નેગેટિવ અને પોઝીટીવ કરંટના તારોની ગોઠવણથી મોટરકાર ચલાવવાનાં શિખવવાની સગવડ રાખેલી ત્યાં કોઈ પણ સ્ત્રી કે પુરુષ જઈને કાર ચલાવતાં શીખી શકે.



વિયેના પ્રદર્શનમાંનું "જાયંટ વ્હીલ"




કાર્લ્સબાડ : ગરમ પાણીનો ઝરો




કાર્લ્સબાડ : પાણીનો ફુવારો અને સ્નાનગૃહ

એક જગ્યા ઉપર વિજળીના એરોપ્લેન રાખેલાં જ્યાં આગળ જઇ દરેક માણસ તેની રચના અને કરામતનો અભ્યાસ કરી શકે અને એરોપ્લેનનો ભય તેના મનમાંથી તદ્દન જતો રહે. આ બધી જુદી જુદી વસ્તુઓ જોવા માટે જુદી જુદી ફી આપવાની હોય છે. આ બધા ઉપરાંત, વિજળીક શક્તિથી કામ કરતાં બનાવટી મનુષ્યોની જે શોધ થયેલી છે તેના નમુનાઓ પણ ત્યાં મોજૂદ હતા. જીવંત મનુષ્યોની માફક જ આ બનાવટી પુતળાંઓ વિજળીના પ્રભાવે બધું કામકાજ કરે છે અને આ શોધમાં હજુ વિશેષ સુધારા વધારા થતા રહે છે-જેથી કોઇ વેળા લડાઇ જેવા પ્રસગે જરૂર પડતાં આ "વિજળીક મનુષ્ય" પાસેથી કામ લઇ શકાય તેવું સંપૂર્ણ સ્વરૂપ તેને આપી શકાય. પ્રદર્શનમાં દરિયામાં અને પૃથ્વી ઉપર થતાં જૂદી જૂદી જાતનાં પ્રાણીઓનો પણ સંગ્રહ હતો. પ્રદર્શનમાં કે બીજે જ્યાં ફરીએ ત્યાં ખાવા પીવાની સગવડ માટે સરસ રેસ્ટોરાંઓ તો બધે હોય જ હોય.

પ્રદશન વિષે લખતાં જરમનીમાં એક વાર એક પ્રદર્શનમાં હિંદી પ્રજાની જે હાંસી કરી હતી તે વાત યાદ આવી જાય છે. ત્યાંના એક એવા પ્રદર્શનમાં કાળા રંગના, મોટા પેટવાળા, વિચિત્ર આકારના અને માથે પીળા વાળવાળા, ભીખારીઓના વેશમાં સજ્જ કરેલા હિંદીવાનોને મુકવામાં આવ્યા હતા. સ્વદેશની આવી નિર્દય હાંસી થતી જોઇને જરમનીમાં ભણતા હિદી વિદ્યાર્થીઓનાં દિલ દુભાયા અને તેઓએ વિરોધ રૂપે હડતાળ પાડી, કોન્સલને અરજીઓ કરી અને હિદી સરકારને તારો કરી પરિણામે એ માણસોને પાછા દેશ ભેગા કરાવ્યા હતા. અલબત્ત, જરમની કે "ગુલામ" પ્રજાથી ડરી ગયું નહોતું, પણ અત્યારે ગરીબ થઇ ગયેલ જરમનીને ગુજારા માટે હિંદુસ્તાનના બજારો ઉપર ઘણો આધાર રાખવો પડે છે તેથી તે કમાણી તુટી જવાના ભયથી તેણે આ હાંસી બધ કરી હતી. એ મનુષ્યોના ફોટોગ્રાફ્રિ મેં જરમનીમાં જોયા હતા. યુરોપની આ પ્રજાઓ કદાચ હિંદીઓને આ રીતે તો શું પણ પશુઓના પિંજરામાં પણ લોકોના તમાશા માટે પુરી રાખે તો તેમાં આશ્ચર્ય

નથી–કેમકે વસ્તુત: પશુઓની પણ યુરોપની પ્રજા, આપણા દેશમાં આપણે મનુષ્યોની આંકીએ છીએ તે કરતાં વધુ સારી કીંમત આંકનારી છે.

યુરોપમાં દેશદેશની પ્રજા વચ્ચે જેમ હુન્નર–ઉદ્યોગો અને કળા–કારિગીરીની હરિફાઇ ચાલે છે તેમ ખૂબસુરતીની, રીતભાતની, ઉંચા ખાનપાનની, તંદુરસ્તીની, કામ કરવાની, મોજશોખ ભોગવવાની અને સ્વદેશપ્રેમની તેમ જ દેશ માટે મરી ફીટવાની પણ ગજબની હરિફાઇ ચાલે છે અને તેમાં એક દેશનો વતની પોતાને બીજા દેશના વતની કરતાં કોઇ રીતે નબળો ગણાવવા માગતો નથી યુરોપની શ્રીમંત સ્ત્રીઓનો સમય દિવસના ૨૪ કલાકમાંથી ૧૪ કલાક તો પોતાના શરીરની ખૂબસુરતી વધારવામાં અને ટાપટીપમાં જતો હશે બાકીના ૭ કલાક ઉંઘવામાં અને ચાર કલાક કામ કરવામાં જતા હશે, જ્યારે પુરુષો પણ આઠ કલાક કામ કરતા હશે તો ૭ કલાક ઉંઘમાં અને દશ કલાક કપડાં પહેરવામાં, બન્નેની ટાપટીપમાં અને મોજશોખમાં જરૂર ગાળતા હોવા જોઇએ!

વિયેનામાં ત્રણ દિવસ રોકાઇ ત્યાંથી પછી હંગેરી તરફ નીકળ્યા અમે એવો ક્રમ રાખેલો હતો કે જે જોવા જોગ શહેરો આવે તે દિવસના જોવાં અને નાના ગામડાઓમાં રાત્રિવાસો કરી પ્રજાના ગ્રામ્યજીવનનું નિરીક્ષણ કરતા જવું આ રીતે ગ્રામ્યપ્રજાના જીવનનો અનુભવ કરવાનો અમને બહુ સારો અવસર મળતો અને નાના ગામડાઓની પ્રજા અમને બહુ સુખી, સંતોષી, સભ્ય, વિનયી, આદર સત્કારમાં અતિ ઉદાર અને મીઠું બોલનારી તથા અતિ પ્રમાણિક માલમ પડી આ જોતાં જોતાં હંગેરીની રાજ્યધાની બ્યુડાપેસ્ટમાં પહોંચ્યા આ શહેર બાર લાખની વસતિવાળું અને ધર્મે અંગે રોમનોને જ મળતું છે આ શહેરની અંદર હાલમાં કેટલાક અમેરિકન મુડીદારોએ ધીરેલી મુડી રોકી ફોર્ડની માફક 'બીટ'માંથી ખાંડ બનાવવાના કેટલાક કારખાનાઓ ચાલુ કરેલા છે ખાંડના કારખાનાના માલિક તરીકે સ્વાભાવિક રીતે આ કારખાનાઓ જોવાની મને પ્રબળ ઇચ્છા હતી પણ આ વખતે ખાંડની મોસમ

નહીં હોવાથી બધા કારખાનાઓ બધ હતા એટલે તે લાભ પણ મળી શકયો નહીં આ શહેરની બાજુમા એક લોખડનો સામાન બનાવવાનુ જગી કારખાનુ પણ અમેરિકન મુડીથી ચાલુ થયેલુ છે યુરોપની હારેલી અને નાણાની તગીવાળી પ્રજાના ઉદ્યોગ-ઉદ્યોગો આ રીતે શ્રીમત અમેરિકાના હાથમા જતા જાય છે એ પણ એક કિસ્મતની બલિહારી છે બ્યુડાપેસ્ટમા બે દિવસ રોકાઇ પાછા મોટર રસ્તે આગળ વધી રસ્તે શહેરો અને ગામડાઓ પહાડો અને પાણીના ઝરણાઓ જોતા જોતા, માર્ગમા એક દિવસ ચેકોસ્લોવાકીઆના પાટનગર પ્રાગમા રોકાઇ કુદરતના સૌદર્યનુ અવલોકન કરતા બે દિવસના પ્રવાસ પછી જર્મનીના સેકસની પ્રગણાના પાટનગર ડ્રેસ્ડનમા આવી પહોચ્યા તે વખતે ડ્રેસ્ડનમા પણ એક મોટુ પ્રદર્શન ચાલુ હતુ તે જોવા ગયા તેમા એક કેવળ નવી અજાયબ વસ્તુ જોઇ લાકડા અને સીમેટથી બાધેલુ પૃથ્વીના ગોળા જેવુ એક ગોળાકાર સાત મજલાનુ મકાન હતુ દરેક મજલા ઉપર ૨૮ રુમનો હતી આ આખુ મકાન એક ગોળ ચક્ર ઉપર ગોઠવેલુ હતું અને સીડી માર્ગે તેની ઉપર ચડીએ એટલે નીચે ગોઠવેલા એન્જીનના જોરથી આ વિચિત્ર ગોળો ફરવા માડે અને પડેલા તો આ ખૂબીની ખબર પડે નહિ-પણ ઉપર ચડયા પછી એમજ બ્હીક લાગી જાય કે આખુ મકાન પડવા લાગ્યુ છે અને દિલને ઘડીભર જરૂર ગભરાટ થઇ જાય

પ્રદર્શન જોયા પછી ગ્લાઇસની કાચની ફેકટરી જોવા ગયા અને તેના ભલા મેનેજરે અમારી સાથે ફરીને ફેકટરીનું તમામ કામકાજ અમોને બતાવ્યુ આ ફેકટરીમા કાચનો જે સામાન બને છે તેના જેવો સામાન દુનિયાના બીજા કોઇ દેશમા કયારે બનતો નથી દૂરબીનમા, કેમેરાઓમા ચશ્માઓ માટે અને હોસ્પીટલોના ઓજારો માટે અહીંના બનેલા કાચો દુનિયાભરના દેશોમા નીકાશ કરવામા આવે છે આખી ફેકટરી નિગતે ફરીને જોતા અમોને ચાર કલાક લાગ્યા ત્યાથી ગાડી ઉચા ઉચા પહાડોની નીચેની ખાણો જોવા ગયા પહાડો ઉપરથી આ ખીણોમા ૫૦૦ થી ૮૦૦ ફીટ સુધીની

ઉંડાઇ બરાબર જોઇ શકાય છે અને તે ખીણોમાંથી હેમ્બુર્ગ અને વીયેના સુધી પથરાતી વિશાલ નદીના ઝરણાં નજરે પડે છે. આ પહાડો ઉપર એ વખતે એક વિદ્યાર્થીઓની ટુકડી ફરવા માટે આવી હતી. દશથી બાર વરસની વયના નાનકાં ૩૨ વિદ્યાર્થીઓ, સાથે તેમનો એક શિક્ષક અને 'મેઇડ' હતાં. તેમને જોઇને અમે ખૂબ રાજી થયા અને સહુ વિદ્યાર્થીઓની સાથે મળી ૧ પાઉંડના ચોકલેટ પીપરમેટ વગેરે મંગાવી, નીચે બેસી એક કાગળમાં બધું ખાવાનું ફેલવી મારી સાથેના ડોકટર, હું અને એ ૩૪ માણસો મળી ૩૬ માણસોએ એક નાનકડી ઉજાણી કરી. આથી છોકરાઓ ખૂબ હરખાઇ ગયા અને અમારાથી છુટા પડતી વખતે જરમન ભાષામાં "અરીડઝીન" "અરીડઝીન" એમ હર્ષના પોકારો કરતા ગયા.

આટલા વખતમાં અમે કુલ ૧૨ દિવસમાં ૨૪૦૦ માઇલની મુસાફરી મોટર રસ્તે કરી ચુકયા હતા એટલે કૈંક થાક લાગ્યો હતો. તેથી આશાયેશ લેવા પાછા બરલીન જવા ઉપડયા, અને ડ્રેસડનથી રવાના થઇ કલાકના ૪૦ માઇલ કાપતી અમારી મોટરમાં અઢી કલાકે ૧૦૦ માઇલના અંતર ઉપર બરલીન પહોંચી ગયા. અહીં ડાકટરને મારી તબીયત બતાવતાં તેણે ઘણો સુધારો થયેલો જાહેર કર્યો અને મને પોતાને પણ ઘણો સુધારો લાગતો હતો. પણ ડોકટરે હજુ બીજા બે અઠવાડિયા સારવાર ચાલુ રાખવાની સલાહ આપવાથી અમેરિકા, કયુબા, મેક્સિકો વગેરે દેશોમાં જવાના મારા મનોરથો ભાગી પડવા લાગ્યા. મને મુંઝવણ તો બહુ આવી પણ ઉપાય નહોતો. ભાષાનું જ્ઞાન નહીં, એકલા રહેવું તેથી સમય પસાર થાય નહીં અને કંઇ ગમે નહીં તેથી ફરી ડોકટરની રજા મેળવી તેના એસિસ્ટંટને સાથે લઇ ડેનમાર્ક જવા નિશ્ચય કર્યો. સાથે જે વિજળીની સારવાર ડોકટર મને આપતા હતા તેના યંત્રો લઇ લીધા જેથી પ્રવાસમાં પણ સારવાર ચાલુ રહે. અમારો મોટર ડ્રાઇવર આખા યુરોપના રસ્તાનો ભોમીઓ હતો, પણ ભારે મિજાજી હતો. કૈં ચીજ લાવવા

પૈગા આપીએ તેમાથી અરધો અરધ પૈગા ખાઇ જાય. ગામ માથી જાતે ખરીદી કરીએ તેમા પણ પોતાનુ કમિશન રાખે જ અને કે પૂછવાનુ કરીએ તો "નોકર તેરા મગર કહા ન કરૂ" એવો ન્યાય રાણી ઉલટો સામો થાય. અમારે તેની પાસેથી કામ લેવાનુ હતુ અને હવે થોડા દિવસની મુસ્કેલી હતી તેથી જેમ તેમ ચલાવી લીધુ. સવારના બરલીનથી રવાના થઇ ૨૬૦ માઇલનો એક દિવસમા પ્રવાસ કરી સાઝે ડેનમાર્કના પાટનગર કોપનહેગનમા આવી પહોચ્યા.

❧

# પ્રકરણ ૯ મું

## ડેનમાર્ક-નોરવે-સ્વીડન અને પોલાંડ

**નવા નવા** પ્રદેશો જોવાના આનંદમા મુસાફરીનો થાક ક્યાં ચાલ્યો જતો તે જણાતું નહોતું. કોપનહેગન પહોચી રાતોરાત તો જમીને સુઇ રહ્યા અને એક ઉંઘે સવાર પડી. અહી આવ્યા પછી ખબર પડી કે અહીથી નોરવે અને સ્વીડન બહુ નજીક છે અને રસ્તે સ્ટીમરની મુસાફરી છે તેમાં સ્ટીમરમા મોટર ચડાવી બીજે કાંઠે ઉતરી મોટર રસ્તે નોરવે-સ્વીડનનો પ્રવાસ ટુંક વખતમાં થઇ શકે તેવું છે તેથી કોપનહેગન જોઇ તુરત તે દેશો જોવા જવાનું નક્કી કર્યું. જરમની, ઓસ્ટ્રીઆ, હંગરી, ચેકોસ્લોવાકીઆ, યુગોસ્લોવીઆ, ડેનમાર્ક, સ્વીડન વગેરે દેશોમા જરમન ભાષા બોલાતી હોવાથી મારી સાથે આવેલા જરમન ડોક્ટર મને બહુ ઉપયોગી થઇ પડયા અને આ પ્રવાસમાં ભાષાની મુશ્કેલીથી કશી અગવડ વેઠવી પડી નહીં.

ગોઠવેલા ક્રમ પ્રમાણે બીજે દિવસે કોપનહેગનમા જોવા લાયક સ્થળો-મ્યુઝીઅમો, લાઇબ્રેરીઓ, દેવળો, મહેલો વગેરે પતાવી રાતના નિયમ પ્રમાણે થિયેટરમાં નાટક જોવા ગયા. આ શહેરના કેટલાક થિયેટરો ખાસ વખણાય છે. ડેનમાર્કનો ઘણોખરો વેપારી સંબંધ હેમ્બુર્ગની સાથે છે. યુરોપના લગભગ બધા જ શહેરોમાં બીર અને દારૂ બનાવવાના કારખાનાઓ તો હોય જ છે તેવા આ શહેરમાં પણ છે. બીજે દિવસે ડેનમાર્કના બીજા કેટલાક શહેરો તથા નાનાં નાના

ગામડાઓમા ફરી ત્રીજે દહાડે સવારે રવાના થઇ દસ વાગે સમુદ્ર કીનારે પહોચી સ્ટીમરમા બેઠા અને બપોરે ૩ વાગે સ્વીડનના બદર સ્ટોકહોમ ઉતર્યા અગઙ્ઘ થઈ પડતી હતી અને ખરે બપોરે પણ તાઢથી આખુ શરીર ધ્રુજતુ હતુ તેથી વિચાર કીધો કે બને તેટલા ટુક વખતમા નોરવે–સ્વીડનની મુસાફરી સમાપ્ત કરી લેવી

સ્વીડનની ભૂમિ પર ઉતરી મોટર રસ્તે કીનારે કીનારે નોરવે તરફ પ્રયાણ કર્યુ. રસ્તામા કુદરતના રમણીય દ્રશ્યો, બરફના પહાડો, પાણીના ઝરણાઓ અને મોટા ધોધ, લાકડાના જગલો અને સૂર્યના કીરણો જેમા પ્રવેશ કરી શકે નહિ તેવી ગીચ ઝાડીઓ જોતા જોતા નોરવેના પાટનગર ક્રિશ્ચીઆનામા પહોચ્યા અહીં એક મોટી લાકડાની ફેક્ટરી હતી તે જોવા ગયા આ ફેક્ટરી રાક્ષસી બળથી કામ કરતી હતી તેની અદર હમેશનુ ૨૦૦૦ ટન લાકડુ અને ૫૦૦ ટન કાગળો બનાવવાનો માવો તૈયાર થાય છે દેવદારના સીલીંગ બોર્ડ અને બીજા લાકડાના માલની હમેશા એક આખી સ્ટીમર આ કારખાનામાથી સીધી ક્રેન મારફતે ભરાઇ તૈયાર થાય છે લાકડામાથી પડતા વેર અને છોતાઓ તથા બાજુની ઝીણી ઝીણી રચોમાથી કાગળો બનાવવાનો માવો તૈયાર કરવાની ફેક્ટરી પણ તેની જોડાજોડ જ હતી આ કારખાનામા રેસાની જાતનું એક લાકડુ થાય છે તેને વેરવાની રવતીના દાતા અર્ધેક ઇચ પહોળા હતા અને તેમાથી જે વેર નીકળતો હતો તેની ગાસડીઓ પ્રેસમા બધાઇને તૈયાર થતી હતી અને તેના ઉપર ઇગ્લેડ અને ઇટાલીના માર્ક મારવામા આવતા હતા તપાસ કરતા માલમ પડયુ કે આ બધો વેર ઇગ્લેડ અને ઇટાલીમા બનાવટી રેશમ બનાવવાના કામમા ઉપયોગમા લેવામા આવે છે અને ત્યા તે લાખો ટનના હીસાબે ખપે છે તથા તેની કીમત પણ ઘણી સારી ઉપજે છે

આ કારખાનામા કામ કરનારાઓમા મોટો ભાગ સ્ત્રીઓનો હતો યુરોપખડમા સર્વત્ર ઓફીસોમા હીસાબી કામ ઉપર કેશીયરો

તરીકે, ઇન્વોઇસ ક્લાર્ક તરીકે, ટાઇપિંગ તરીકે, હોટેલોમા પીરસનાર તરીકે, રેલ્વેટ્રેન ઉપર, દુકાનોમા મિલોમા અને કારખાનાઓમા જ્યા હળવું કામ કરવાનુ હોય ત્યા બધે સ્ત્રીઓ જ કામ કરતી નજરે પડે છે. હિંદુસ્તાનની માફક નવરા બેસી ગપ્પા મારવાનુ-પારકી નિંદા કુથલી કરવાનુ અને એક વરસમા બે બાળકોની માતા થવાનુ આ દેશમા બહુ ઓછી સ્ત્રીઓને આવડે છે અહીં તો સ્ત્રીઓ પુરુષોની જોડાજોડ ઉભી રહીને કામ કરે છે અને પોતાના ભરણપોષણ માટે પુરુષની ગુલામી વેઠતી નથી પણ પોતાની જાત ઉપર જ આધાર રાખે છે અને પુરુષોના કરતા પણ ચડીઆતા હક્કો ભોગવે છે. એ હક્કો પુરુષોએ તેમને રાજીખુશીથી આપ્યા નથી પણ સ્ત્રીઓએ પોતાની સત્તાથી ને શક્તિથી પ્રાપ્ત કર્યા છે ને પોતાની સ્વતંત્રતા મેળવી લીધી છે. આ સ્વતંત્રતા એટલે સુધીની છે કે કોઇ પુરુષ સ્ત્રીનું અપમાન કરે તો સ્ત્રીની ફરિયાદ પરથી વગર તપાસે તેને સજા થાય અને જો સ્ત્રી કદાચ કોઇ પુરુષનુ અપમાન કરે તો પુરુષની ફરિયાદ સાભળીને ઉલટી તેની હાસી થાય પણ તેની ફરિયાદ કોઇ કરે પણ નહિ, કેમકે સ્ત્રીએ કરેલુ અપમાન તો પુરુષોને માટે માનસૂચક અને જિન્દગીના એક લ્હાવા જેવુ ગણાય છે આ પ્રકારની 'નારી-પૂજા" હાલ યુરોપના દેશેદેશમા થઇ રહી છે

નોરવેમા બે દિવસ રોકાઇ ત્યાથી સ્વીડનની રાજધાનીના શહેર સ્ટોકહોમમા પહોચ્યા આ દેશમા એક એવો કાયદો છે કે નાનું મોટુ દરેક મનુષ્ય પોતાના જન્મદિવસે બે નવા ઝાડ વાવે દેશને સમૃદ્ધ અને આબાદ બનાવવા માટે આ કાયદો કેવો સરસ! ઘડી ઘડી મને એ જ વાત યાદ આવી જાય છે કે આપણા દેશમા આ જોતા કેવી દુર્દશા પ્રવર્તે છે! આપણા દેશના લોકો મોટે ભાગે એક બીજાનુ બુરું કરવામા અને પોતાના ઘરનો કચરો પુંજે પાડોશીના ઉંબરામા ફેંકવામા ઉત્સાહ લે છે તેનો અર્ધ ભાગનો ઉત્સાહ પણ આવા દેશોનો દાખલો જોઇ જોઇ પોતાના દેશની ઉન્નતિના માર્ગો કરવામા બતાવે તો મિસર જેવા

યુરોપના કેટલાક દેશોમા કોલસો બિલકુલ થતો નથી તેથી નદીના વહેતા પાણીને કાબુમા લઇને તેમાથી વિજળીક બળ મેળવી રેલ્વેઓ વગેરે ચલાવવામા આવે છે. યુરોપનું એકપણ મોટુ શહેર નદીથી દૂર બાંધવામા આવ્યુ નથી તે કારણે પાણીની અને નદીના પ્રવાહી બળની મગદુર ખુબ મળી શકે છે દાખલા, સ્વિટઝર્લેંડ, સ્પેન, ચેકોસ્લોવાકીઆ વગેરે દેશોમા કોલસો અને લોઢુ નીપજતા નથી તેઓ તે માલ માટે પાડોશી રાજ્યો પાસેથી ખરીદી કરે છે પણ રેલ્વે ચલાવવામા સ્વીડન-નોર્વે, પોલાંડ અને સ્વિટઝરલેન્ડને બીનકુલ એનગાની જરૂર પડતી નથી કારણ કે ત્યાના પાહાડોમાથી વહેતા અનેક ઝરાઓમાથી ઉત્પાદન કોરીને તેના બળથી રેલ્વેઓ ચલાવવામા આવે છે.

નોર્વે-સ્વીડન અને પોલાંડ વગેરેની આશરે ૨ હજાર માઇલની મુસાફરી ૧૨ દિવસમા પૂરી કરી પાછા અમે બર્લીન આવ્યા. મને સાથેના ડાક્ટરની સારવાર તો ચાલુ જ હતી અને બર્લીનમા ડોક્ટરે ફરી તપાસ કરી ત્યારે તેમને લાગ્યુ કે હવે મને કશી ફરિયાદ નથી, તેથી આખરે ડાક્ટરની માનજતમાથી હું છુટો થયો બીજા ૮ દિવસ બરલીન રોકાયો તેટલામા ખબર મળ્યા કે જરમનીના હુન્નર ઉદ્યોગના મહાન ધામ લિપઝીક ખાતે એક મોટુ ઔદ્યોગીક પ્રદર્શન ભરાવાનુ છે તેથી તેવો સરસ લાભ હાથમાથી જવા ન દેવાનો નિશ્ચય કરી લિપઝીક જવા વિચાર નક્કી કર્યો હેમ્બુર્ગમા ટાગાના વેપારી અને મારા મિત્ર મિ તૈયબઅલી સીચક હતા તેમને ખબર આપ્યા કે અમુક તારીખે હું ત્યા આવીશ ને ત્યાથી આપણે સાથે લિપઝીક જઇશુ પણ તે કાગળ તે ભાઇને મોડો મળવાથી અથવા બીજા કોઇ કારણે હું હેમ્બુર્ગ પહોચ્યો ત્યાર પહેલા એ ત્યાથી નીકળી ગયા હતા.

બર્લીનના મારા ડોક્ટરને તેની બારે ફી ચુકવી આપી સાર વાર માટે ઘણો ઉપકાર માની છેલ્લી સલામ કરી લીધી ત્યાર પછી બર્લીનના એક કોટિપતિ ગણાતા ફ્રીડ કંપના કારખાનાવાળા મિ એક્ સી. એશરના મેનેજર મિ આ ક્રેડ કોનને સાથે લઇ ૧૨૦ માઇલનો

પ્રવાસ કરી હું હેમ્બુગ પહોચ્યો. હોટેલના ઉતારાની ગગવડ ક્રપના એજટે પહેલેથી રાખેલી હોવાથી રાત્રે ત્યાં પહોંચી હોટેલમાં સુઇ રહ્યા. બીજે દિવસે સવારમાં ફરીને શહેર જોયું અને સાંજના ત્યાંનું મ્યુઝીઅમ તથા જાનવરોનું પ્રખ્યાત સંગ્રહસ્થાન જોઇ આવ્યા. હેમ્બુર્ગ લગભગ ૧૦ લાખ માણસની વસતિવાળું મોટું શહેર છે અને જરમનીનું વેપાર ઉદ્યોગનું અગ્રણી શહેર ગણાય છે.

રાત્રે ભોજન વગેરેથી પરવારીને બોલતી ફીલ્મવાળા સીનેમામાં જોવા ગયા. બીજે દિવસે ત્યાંનુ બંદર જોવા ગયા. આ બદર ઉપર ૫૬ હજાર ટનની મોટી રાક્ષસી સ્ટીમર બ્રેહામ બળી ગઇ હતી. ત્યાથી અમે સાઇસલ અને રનાએ જરોને મળવા ગયા અને તેમની સાથે ભાંગી તૂટી ભાષામાં વેપાર સબધી કેટલીક ચર્ચા કરી. રાત્રે તેમની સાથે ખાણું લીધુ. બીજે દિવસે સવારે ત્યાથી લિપઝીક જવા માટે ઉપડ્યા અને રસ્તામાં બે કલાક મેગડીબગ રોકાયા. આ જગ્યાએ ક્રપના કારખાનાની એક શાખા છે અને ત્યાં પ્રેસ, કોરોના મશીન, છીન વગેરે મશિનરી બને છે. ક્રીડ ક્રપનુ કારખાનુ આજથી આશરે ૧૦૦ વરસ ઉપર એક હાથની ધમણથી શરૂ થયુ હતુ અને આજે આખા જરમનીમાં પહેલી પક્તિનુ કારખાનું થઇ પડ્યું છે તે ઉપરથી સાહસ, ખત અને બુદ્ધિ વડે મનુષ્ય કેટલા અને કેવાં મહાભારત કાર્યો કરી શકે છે તેનો બરાબર ખ્યાલ આવે તેવું છે. આ કપનીના કારખાનાઓ કુલ ચાર જુદા જુદા સ્થળોમાં કામ કરે છે તેમા એસન ખાતેનુ જગી કારખાનુ સર્વથી મોટુ છે.

મેગડીબર્ગથી આગળ ચાલતા રસ્તામાં મોટર ખોટકાઇ જવાથી થોડો સમય નકામો ગયો તેથી છેક રાતના ૧૨ વાગે લિપઝીક પહોચ્યા ને હોટેલમા અગાઉથી ગોઠવણ કરેલી હોવાથી જઇ સુઇ રહ્યા. બીજે દિવસે સવારે મિ. સીચકની મુલાકાત થઇ, અને પછી પ્રદર્શન જોવા ગયા. તે જગી પ્રદર્શનમા માત્ર મશિનરીનો વિભાગ જોતા સાંઝ પડી ગઇ, અને કટાળી જવાથી, મારે જે કેટલીક મશિનરી જોઇતી હતી તેના ઓર્ડરો આપી સાંજે મોટર રસ્તે ૧૦૦ માઇલ દૂર પાછા બરલીન પહોંચી ગયા. ત્યા બે દિવસ રોકાઇ

આરામ લઇ ત્યાંથી કેમનીચ તરફ જવા ઉપડ્યા. રસ્તે લિપઝીકના રંગના કારખાનાંઓ જોઇ કેમનીચની મિલ મશિનરી અને બ્લીચીંગ મશીનરી જોઇ. આ વખતે બરલીનમાં ૭ વરસથી વસવાટ કરી રહેલા એક મિ. શાહ નામના ગૃહસ્થ મારી સાથે હતા અને જરમન ભાષામાં વાતચીત કરવા માટે મને તેઓ ઘણા ઉપયોગી થઇ પડ્યા હતા. જરમનીની મિલ મશીનરી મને ઇંગ્લેંડની જેવી સારી લાગી નહીં જ્યારે તેના જેવી ડાઇંગ (રંગવાની) અને બ્લીચીંગ (કાપડ ધોઇ સાફ કરવાની) મશિનરી દુનિયાભરમાં બીજે ક્યાંયે બનતી નથી. હિંદુસ્તાનની ઘણીક મિલોના તે મારેના ઓર્ડરો અપાયેલા હતા એમ માલમ પડ્યું. આ પ્રવાસમાં કેટલાંક વિશેષ કારખાનાંઓ જોયા–એક કારખાનામાં હિંદુસ્તાનની રેલ્વે માટે ૧૨ એંજીનો તૈયાર થએલાં પડેલાં હતાં. તે ઉપરાંત જરમનીના રંગનાં કારખાનાંઓ જોયાં. આ દેશમાં કોલસાના કચરામાંથી સરસ રંગો બનાવવામાં આવે છે જે આખી દુનિયામાં પ્રખ્યાતિ પામેલા છે. પ્રવાસમાં રસ્તે જરમન સ્ત્રીઓ મળે તે અમારી ચામડીનો રંગ જોઇ હસતી જાય અને અમને હબસીઓની ઉપમા આપતી જાય એ અનુભવ પણ થયો.

રંગના બધાં કારખાનાઓમાં મળી જરમનીમાં કુલ પાંતરીસ લાખ માણસો કામ કરે છે. તેઓના પગાર દર અઠવાડીએ ચુકવાય છે. એ પગારો ચુકવવાની પદ્ધતિ એવી રાખેલી છે કે યાંત્રિક રચનાથી દરેક માણસની ટિકીટમાં નોકરી ઉપર આવ્યાનો અને ઘરે ગયાનો સમય ને કામના કલાકો આપોઆપ નોંધાઇ જાય અને દર અઠવાડીએ ટિકીટ આપોઆપ બદલાઇ જઇ તેમાં અઠવાડીઆના પગારનો આંકડો મંડાઇ જાય. આટલા બધા માણસોનો પગાર આ રીતે દર અઠવાડીએ બે કલાકમાં ચુકવાઇ જાય છે અને તેથી સમયનો, મહેનતનો, માણસોનો અને પૈસાનો પુષ્કળ બચાવ થાય છે.

લિપઝીકના રંગનાં કારખાનાંઓ જોઇ પાછા અમે બરલીન આવ્યા. બરલીનમાં હવે મારે વિશેષ રોકાવાનું કે આવવાનું પ્રયોજન હતું નહીં તેથી મિત્રોને મળી લઇ જવાની તૈયારી કરવા માંડી.

મિ. ગ્રેશરને મળી વેપાર વિશે કેટલીક વાતચિત કરી. અત્યારે અમેરિકનો જરમનીને મકાનો ઉપર આઠથી દસ ટકાના વ્યાજે નાણુા ધીરવા માટે તૈયાર બેઠા છે, અને એ રીતે જરમનીની કરોડો પાઉંડની મિલકત અમેરિકાના હાથમા ગિરો મુકાઇ ગઇ છે, અને ઑસ્ટ્રીઆ, હંગરી અને યુગોસ્લાવીઆ તો કેવળ અમેરિકાની મુઠી ઉપર જ જીવે છે. છેલ્લે દિવસે બરલીનમા એક નાટયપ્રયોગ અને બીજી જાતના ખેલો જેને ત્યાની ભાષામા "સીકોડા" કહે છે તે જોવા ગયા હતા. તેમા બુદ્ધિના કેટલાક નવીન પ્રયોગો જોયા. એક બાઇએ જૂદી જૂદી આઠ ભાષાઓ એક પાટીયા ઉપર લખી બતાવી તેમા ત્રણ ભાષાઓ તો એકી સાથે, બે હાથ વતી બે અને એક મ્હોથી એવી રીતે-લખી બતાવી. જરમન, ઇંગ્લીશ, ફ્રેંચ, સ્પેનીશ, ઇટાલીઅન, જાપાનીઝ, અરેબીક અને રશીયન એટલી ભાષાઓ લખાઇ હતી આમા અરેબીક અને જાપાનીઝ ભાષાઓ લખવામા કેટલી મુશ્કેલ છે તે જેઓ જાણતા હશે તેમને આ કાર્ય કેટલુ હેરત પમાડનારૂ હશે તેનો ખ્યાલ આવશે. ત્યાર પછી બીજા પણ તેવા જ કેટલાક પ્રયોગો જોયા, જેમા કુતરા અને કબુતર જેવા પ્રાણીઓ પાસેથી આ લોકો કેવા કેવા કામો લે છે તે જોઇ બહુ નવાઇ લાગી દરેક શહેર અને ગામડામા કુતરાઓ દૂધની, શાકની અને ઇંડાની ગાડીઓ ખેંચી જવામા કામે લેવાય છે કોઇ વસ્તુને એ દેશમા નિરર્થક જવા દેવામા આવતી નથી. કોઇ ઉપયોગી પશુ પખીને પણ નવરૂ બેસી રહેવા દેવામા આવતુ નથી, અને કોઇ પણ કામ કરી શકે તેવો મનુષ્ય ત્યા ઘડીભર પણ સુસ્ત પડી રહેતો નથી.

યુરોપની પોલીસની નમ્રતા અને ભલમનસાઇ વિશે અગાઉ લખાઇ ગયુ છે. અહીં જરમનીની પોલીસની નમ્રતા, ઉપયોગિતા અને ભલમનસાઇનુ એક દૃષ્ટાંત આપુ છુ. અમે એક વાર એક મોટા રસ્તા પરથી મોટરમા જતા હતા તેવામા સામે એક મેમોરી-યલની કમાન આવી તેમાથી એક મોટર મુશ્કેલીએ પસાર થઇ શકે તેટલી જગ્યા હતી. અમારા ડ્રાઇવરની ગફલતથી મોટર તે કમાનના ખુણા સાથે સહેજ અથડી પડી તેથી ઉભી રહી. તરત જ ચાર

જરમન પોલીસ દોડતા આવ્યા અને અમને મોટરમાથી ઉતરવા ન દેતા આસ્તે આસ્તે ધકેલીને મોટરને કમાનની બહાર કાઢી નાખી અને પછી અમને નમીને સલામ કરી ચાલતા થયા રસ્તામા મોટર ઉભી રાખીને પોલીસને ઇશારાથી પાસે બોલાવીએ એટલે તરત જ આવે અને જો પૂછ્યો હોય કે બીજી કંઇ માહિતી જોઇતી હોય તો નમ્રતાથી જવાબ આપી સલામ કરીને પોતાની જગ્યા ઉપર ચાલ્યો જાય

હવે યુરોપની ધધાદારીઓની જાહેર ખબર આપવાની અવનવી પદ્ધતિઓ વિષે એક વાત નોંધી લઉં અહીંના દેશોમા પોતાના ધધાની જાહેર ખબરો આપી લોકોના મન આકર્ષણ કરવાનો પણ એક જાણે ધધો જ થઇ પડ્યો છે, અને જાહેર ખબર પાછળ લોકો લાખો પાઉંડના ખર્ચો કરે છે હુ એક નવી જાહેર ખબર આપવાની રીત જોઇ બહુ ખુશ થયો હતો એક નાનુ એરોપ્લેન હવામા એક માઇલ જેટલે ઉંચે જ્યા પાતળી હવા હોય ત્યા ચડી જાય અને અંદર તેનો ધુમાડો ભરી રાખે અને તે ધુમાડા વતી હવામા ફરતુ ફરતુ પ્રકાશમાન અક્ષરો પાડતુ જાય આ અક્ષરોમા જે જાહેર ખબર આપવાની હોય તેનુ લખાણ આવી જાય લગભગ એક કલાક સુધી આ અક્ષરો આખુ ગામ વાચી શકે તેવી રીતે હવામા દેખાયા કરે અને પછી જેમ વાદળા છુટા પડે છે તેવી રીતે તે અક્ષરો એક પછી એક છુટા પડતા જાય કતાનના મોટા ગોળા સીવી તેમા ગેસ ભરી હાથમા છત્રીઓ લઇ માણસો તે ગોળાની મદદથી હવામા ઉડે અને અદરથી પોતાની પાસેના જાહેર ખબરના ચોપાનીઆ વગેરે નીચે ફેંકે અને પછી છત્રીની મદદ વડે ૫૦૦ ફીટ જેટલે ઉંચેથી આસ્તે આસ્તે નીચે મેદાનમા કુદી પડે તે ઉપરાત વિજળીની બત્તીઓમા જુદી જુદી જાતના રગો અને દેખાવો બતાવી મોડી રાત સુધી આ બત્તીઓ ચાલુ રાખી તે પ્રમાણે જાહેર ખબર ફેલાવવાની પણ રીતિ છે આવી રીતે આ બુદ્ધિમાન પ્રજા પોતાના ધરાકોને આકર્ષવા માટે ફલદ્રુપ ભગજમાથી અનેક જાતની તરકીબો રચ્યા કરે છે

જરમનીમાં હિંદના અને સીલોનના મળી આશરે ૬૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે, અને બધા ભાઇચારાથી હળીમળીને રહે છે. તેમા કેટલાએક હિંદીઓ તો હિંદુસ્તાનમાથી હદપાર થઇ જરમનીમા વસવાટ કરીને રહેનારા છે. તેવા બે હિંદી ભાઇઓની અમોને મુલાકાત થઇ હતી. તેમની આંતરિક સ્થિતિ મને બહુ સારી લાગી નહીં. તે બેમાં એક પ્રોફેસર ખૈરી અને બીજા મિસીસ સરોજિની નાઇડુના ભાઇ મી. ચેટરજી હતા. તેઓ બન્નેએ જરમનીમા લગ્ન કરેલા છે અને પોતાના કુટુંબ સાથે ત્યા રહે છે. સ્વદેશ–માતૃભૂમિ–આવવાને માટે તેઓ તલસી રહેલા છે પણ તેમને હિંદુસ્તાન આવવાનો પાસપોર્ટ મળી શકતો નથી. તેમની સાથેની વાતચિતમા જરમનીની અને યુરોપની રાજ્યદ્વારી બાબતો સંબંધે મને ઘણુ જાણવાનુ મળી શકયુ. પ્રોફેસર ખૈરી મી. મહમદઅલી ઝીણાને તથા મૌલાના મહમદઅલીને મળ્યા હતા, અને પોતાના છુટકારા માટે કૈક કોશિષ કરવા બન્નેને વિનવ્યા હતા પણ કશુ થયુ નથી. આ પ્રોફેસરે કશો ગુનોહ કરેલો નથી પણ માત્ર શક ઉપરથી સજા પામ્યા છે. તેઓએ અમેરિકામા અભ્યાસ કરેલો છે અને યુરોપની પાચ જુદી જુદી ભાષાઓ સારી રીતે જાણે છે.

બરલીનમા હવે મારે જોવા કરવાનુ કશુ બાકી રહ્યુ ન્હોતુ. માન બરલીનને હાલ તુરત મારે છેલ્લી સલામ કરી લેવાની હતી તે કરી લઇ, મારો સામાન બધો રેલ્વે રસ્તે રવાના કરી બરલીનથી લંડન સુધીની એરોપ્લેનની ટીકીટ ૧૦॥ પાઉંડની લઇ આકાશ માર્ગે બરલીન છોડયુ અને સવારના ૧૧ વાગે ત્યાંથી રવાના થઇ આઠ કલાકનો હવાઇ પ્રવાસ કરી સાંજના સાત વાગે લંડન આવી પહોચ્યો.



# પ્રકરણ ૧૦ મું

## ઇંગ્લેંડ

પૃથ્વીના છઠ્ઠા ભાગ ઉપર રાજ્ય કરનારી, જગતના ઇતિહાસમાં આજ સુધી કદિ કોઇએ ન ભોગવેલું એવું મહાન સામ્રાજ્ય ભોગવનારી અંગ્રેજ પ્રજાની માતૃભૂમિ ઇંગ્લેંડમાં જે ઉન્નત ગુણો વડે એ પ્રજા આ મહાન સ્થાને પહોંચી છે તે-તે પ્રજાનું સ્વદેશાભિમાન, બુદ્ધિબળ, હુન્નર-કલા-કૌશલ્ય, ઇત્યાદિ અને તે પ્રજાની સમૃદ્ધિ જોવાની મારી જે ઉમેદ હતી તે ઇંગ્લેંડની આ બીજી મુલાકાતમાં બર આવી.

ઇગ્લેંડની રાજ્યધાની લંડન શહેરના નામથી ભાગ્યે જ કોઇ અજાણ્યુ હશે. આખા યુરોપમાં લંડન સહુથી મોટું અને ગીચ વસતિવાળુ નગર છે. લંડનની વસતિ કુલ ૮૦ લાખ માણસોની છે. અનાજની ઢગલી ઉપર કીડીઓ ઉભરાય તેવી રીતે લંડનના રસ્તાઓમા આખો વખત અપાર માનવીઓની આવજા રહ્યા જ કરે છે. રસ્તે એક માઇલ ચાલીને જવું હોય તો અર્ધો કલાક લાગે, જ્યારે મોટરમાં બેસીને એક માઇલ કાપતાં એક કલાક લાગે એટલી સખત લોકોની ગિરદી રહે છે. પણ લંડનના ભરવસતિવાળા રસ્તાઓ ઉપર ચાલી જતી સખ્યાબંધ મોટરો, ગાડીઓ, ટ્રામો, સાઇક્લો અને બીજા વાહનોનો "ટ્રાફીક" ત્યાંની પોલીસ જે કુશળતાથી ચલાવે છે તે જોતાં છક થઇ જવાય તેવુ છે. અગાઉના પ્રકરણોમાં યુરોપના બીજા દેશોની પોલીસ વિશે મે ઘટતી તારીફ કરેલી છે,

પણ લંડનની પોલીસ એટલે યુરોપના બધા દેશોમાં અગ્રસ્થાન ધગવનારી પોલીસ. હિંદુસ્તાનમાં પોલીસ એટલે પ્રજા ઉપર જુલમ કરનારી સંસ્થા જેવી ગણાય છે, જ્યારે યુરોપની અને તેમાં પણ ઇંગ્લેંડની પોલીસ એટલે પ્રજાની ખરી સેવા કરનારી સંસ્થા છે. પોલીસના માણસોના કદાવર શરીર અને માન ઉપજાવે તેવી આકૃતિ ઉપરાંત તેમને શહેરના એકેએક રસ્તાની અને ગલીકુંચીની તથા મકાનની પુરેપુરી માહીતિ હોય છે અને પૂછનારને મુદ્દલ કંટાળો કે ગુસ્સો બતાવ્યા વગર તેઓ અતિ નમ્રતાથી અને શાંતિથી હસતે મ્હોંયે બધી માહિતી આપે છે. રસ્તે ચાલનાર રાહદારીઓની બધી કાળજી પોલીસ રાખે છે. કોઇ બાઇ માણસ હોય ને સાથે ન્હાના બચ્ચાઓ હોય તો આવતા જતા વાહનો વચ્ચેથી તેમને નીકળવામાં એટલે સુધી મદદ કરે કે એ બાળકોને પોતે તેડી લઇને રસ્તાની બીજી બાજુએ મૂકી આવે ને પાછા વળતા સલામ બજાવે પોલીસ ફક્ત ઉંચો હાથ કરે એટલે ખુદ શહેનશાહની મોટરકાર જતી હોય તો પણ એક ઇંચ પણ આગળ વધી શકે નહીં એટલી હદ સુધી ત્યાંની પ્રજા પણ શિસ્તને માન આપનારી છે. હિંદુસ્તાનના દેશી રાજ્યોમાં છ છ અને આઠ આઠ રૂપીઆનો પગાર ખાનાર પોલીસના માણસો માથામાં કોઇ રાજા મહારાજા જેવી રાઈ રાખીને ફરે અને તોછડાઇ અને અસભ્યતામાં હદ વટાવી જાય તેમની આ દેશની આવી વિનયી નમ્ર અને સૌજન્ય ભરેલી પોલીસ સાથે સરખામણી શી રીતે કરી શકાય! દેશની જેવી પ્રજા હોય તેવી જ પોલીસ પણ હોયને!

લંડનમાં જે અનેક અજાયબીઓ જોવા જેવી છે તેમાં પ્રથમ તો ત્યાંની ટયુબ રેલ્વે એટલે જમીનની નીચે ભોંયરાઓમાં ચાલનારી રેલ્વે છે. જમીન ઉપરના ટ્રાફીકને આડી ન આવે તે ખાતર ખાસ બુદ્ધિશાળી ઇજનેરોએ બુદ્ધિ દોડાવી આ રેલ્વે જમીનની નીચે બાંધેલી છે. તેનો એકંદર વિસ્તાર આશરે ૩૦૦ માઇલ જેટલો છે, અને શહેરમાં એક જગ્યાએથી બીજી જગ્યાએ જવા માટે લાખો માણસો હમેશાં આ રેલ્વેનો ઉપયોગ કરે છે. અર્ધાઅરધા માઇલના અંતરે આ રેલ્વેના સ્ટેશનો રાખેલા છે.

ચાલતી ટ્રેને અને ભોંયરાની અંદર મુસાફરોને ખુલ્લી હવા મળી શકે તેવી રચના કરવામાં આવેલી છે અને સ્ટેશનેથી ઉતરીને મુસાફરો બહાર નીકળવાની સીડીના પગથીયા ઉપર ઉભા રહે એટલે વગર મહેનતે એ આપોઆપ ફરની સીડી તેમને ઉપરના રસ્તા ઉપર મૂકી દે આ પ્રજાએ પોતાના મગજને એટલી બધી તકલીફ આપેલી છે કે તેને લઇને હવે તેને શરીરની તકલીફ બહુ જ ઓછી લેવાની રહે છે. આ ટયુબ રેલ્વેની યુરોપના તમામ દેશોમા તારીફ થાય છે. જમીન ઉપર ટેમ્સ જેવી વિશાળ નદી વહી જતી હોય અને તેમાં સ્ટીમરો ચાલતી હોય તે નદીની નીચેથી આ ટયુબ રેલ્વે દોડી રહી હોય એવી અદ્ભૂત બુદ્ધિથી કામ કરેલુ છે. મારા સાંભળવામાં આવ્યું હતુ કે ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચે ડોવરથી ડોવર સુધીનો ૨૬ માઇલનો ઇંગ્લીશ ચેનલનો જે ટુકડો અત્યારે બોટમાં બેસીને ઓળંગવો પડે છે અને જેનું પાણી ૧૦૦૦ ફીટ ઉંડું છે તેની નીચેથી રેલ્વે કાઢવાની યોજના ચાલી રહી છે જેથી ફ્રાન્સ અને ઇંગ્લેંડ જમીન રસ્તે જોડાઇ જાય. કલ્પનામાં માનવામાં ન આવે તેવી વસ્તુઓ નજરે જોઇ શકાય છે. આ ટયુબ રેલ્વેમા મુસાફરને જે જોઇએ તે બધી સગવડો હોય છે. તેની પાછળ કરોડો પાઉંડનુ ખર્ચ કરવામાં આવેલુ છે છતા તેમાથી નફો થયા કરે છે તે જોતા એમ વિચાર થઇ આવે છે કે જો લંડનમાં આ ટયુબ રેલ્વેની સગવડ ન હોત તો માણસોને શહેરમા આવવા જવાની કેટલી મુશ્કેલી પડત. વળી ટયુબ રેલ્વેની મુસાફરી ઘણી જ સસ્તી પડે છે તેથી ગમે તેવો ગરીબ માણસ પણ તે સગવડનો લાભ મેળવી શકે છે.

દુનિયાના તમામ દેશોની જોવા લાયક તમામ વસ્તુઓના નમુનાઓથી ભરપૂર લંડનનુ બ્રિટિશ મ્યુઝીઅમ અને ૨૫ લાખ પુસ્તકોથી ભરેલી લાઇબ્રેરી, બકીંગહામ પેલેસ-જેમા શહેનશાહનો નિવાસ છે તે, પાર્લામેંટના મકાનો, વેસ્ટ મિન્સ્ટર એબી, ઇંડીઆ ઓફીસનું મકાન વગેરે વગેરે- લંડનમા જોવા લાયક સ્થળોનું વિસ્તારથી વર્ણન કરતા પાર આવે તેવુ નથી. પણ ટયુબ

રેલ્વેની જેટલી જ તારીફને પાત્ર એવું તો લંડનમાં મેડેમ ટુસોના એક્ઝીબીશનના નામથી ઓળખાતું મીણના પુતળાંઓનું પ્રદર્શન છે. મુંબઇમાં ગીરગામ ઉપર ફડકેનું એક આર્ટ એક્ઝીબીશન છે તે જેમણે જોયેલું હશે તેમની કલ્પનામાં આ પ્રદર્શનનો કૈંક ઝાંખો ખ્યાલ આવી શકશે. પણ એ બેની સરખામણી કોઇ રીતે થઇ શકે જ નહીં. આ પ્રદશનમાં જે જે પુતળાંઓ બનાવી મૂકેલાં છે તે એવા આબેહુબ જીવતા મનુષ્યો જેવા છે કે પહેલીવાર જોનાર માણસ અચૂક ભૂલાવામાં પડી જાય કે ખરેખર આ સજીવન માણસો જ છે કે મીણનાં બનાવટી પુતળાં છે! દાખલ થતાં ઉપર ચડવાની સીડી પાસે એક પોલીસનું પુતળું મુકેલું છે તેને ઘણા માણસો ખરો સજીવન પોલીસ સમજીને ઉપર જવાનો રસ્તો પૂછે છે અને પછી પોતાની ભૂલ સમજી હસી પડે છે. એક બીજું પોલીસનું પુતળું સલામ કરીને ઉભેલું દેખાય છે જેથી ઘણા માણસો તેને જવાબમાં સામી સલામ કરે છે, પણ થોડે દૂર જતાં તુરત પોતે કરેલી ભૂલની તેમને ખબર પડે છે.

ઉપર જતાં પ્રથમ બ્રિટાનીઆ દેવીની પ્રતિમા હાથમાં ભાલું અને ઢાલ ઝાલીને ઉભેલી નજરે પડે છે. તેનાં પગમાં જમીન ઉપર બે તકીયા પાથરીને હિંદ દેવીની મૂર્તિને આડે પડખે સુવાવડમાં આવેલી છે. એ પ્રતિમાનો રંગ કોઇ હલકા વર્ણની હિંદુ સ્ત્રીના જેવો ઝાંખો કાળો છે. તેના શરીર ઉપર મારવાડી ચણીઓ, ઓઢણી અને હાથ પગમાં ચાંદીના દાગીનાં પહેરાવેલા છે. એ પ્રતિમાને આ રીતે બની શકે તેટલી બદસુરત અને બેડોળ બનાવીને હિંદ દેશની ખૂબ હાંસી કરેલી છે, છતાં આજદીન સુધી હિંદુસ્તાનના અનેક રાજા મહારાજાઓ, કહેવાતા દેશપ્રેમીઓ અને લોક નેતાઓ એ પ્રતિમા જોઇ ગયા છે તોપણ કોઇએ પોતાની માતૃભૂમિની આવી હલકી હાંસી સામે ઉચ્ચાર સરખો યે કર્યો નથી. જે પ્રજાનું માનસ સદતર ગુલામી દશામાં ટેવાઇ ગયું હોય તેને આ વસ્તુથી શરમ ઉપજે નહિ એમાં કશી નવાઇ નહિ. મેડમ ટુસોના પ્રદર્શનમાં આ ઉપરાંત અસંખ્ય માણસની જુદીજુદી આકૃતિઓ

અતિ મનોહર અને આકર્ષક છે કે જોના મન અને હૃદયને તૃપ્તિ થઇ જાય તેવું છે.

તે પછી લંડનનુ પાર્લામેંટ હાઉસ જોયું. આખા જગતને મૂર્ખ બનાવનાર બુદ્ધિશાળી મહાન રાજપુરુષોનુ આ ધામ—જ્યા ૯૦ કરોડ માનવિઓના ભાવિના લેખ ભાગ્યદેવી નિરંતર લખ્યા કરે છે, જ્યાં દુનિયાની પોણા બે અબજ મનુષ્યોની પ્રજાને જાળ પાથરી અંદર સપડાવવાના પ્રયત્નો કરવામાં આવે છે, જ્યા જગતના અનેક મોટા રાષ્ટ્રોની ચડતી અને પડતીના, સુખ અને દુઃખના ભાગ્યલેખો લખાય છે, તે સ્થળ જોઇને મગજમા અનેક વિચારોની પરંપરા ઉભરાય છે, પણ તે વિચારો કર્વાનુ ફલ શું? સૂર્ય સામે ધુળ ઉડાડવાથી તેની કાન્તિ ઝાંખી પડતી નથી. જે દેશમા પ્રજામા આવી સંપૂર્ણ એકતા છે, જે પ્રજાના રૂવાડે રૂંવાડે સ્વદેશપ્રેમ ઉભરાય છે, જ્યા પોતાના દેશ ખાતર પ્રાણ કાઢી નાખવા એ રમત વાત ગણાય છે, અને જ્યાં દેશને માટે લોહી રેડવામાં અને જીવનની આહુતિઓ આપવામા પ્રજાના તમામ—સ્ત્રી પુરુષો જોડાજોડ ઉભા રહે છે, ને ઝપલાવે છે તે પ્રજા હજારો ગાઉ દૂર પડેલા દરીઆના પેલે પારના પોતાના કબજાના દેશોનુ રાજ્યતંત્ર ખડીયા, કલમ અને કાગળથી ચલાવી શકે તેમા શું આશ્ચર્ય? હિંદની પ્રજા અત્યારે અજ્ઞાન, દ્વેષ અને ધર્મના ઝગડાઓ વડે ઉંડા ખાડામા પડીને જંતુઓ મરતા યે વધારે બુરૂ જીવન જીવે છે, અપમાનો વેઠે છે, ભૂખ વેઠે છે ત્યારે તેની મજુરી અને મહેનત ઉપર ચમન કરનારી આ અંગ્રેજ પ્રજા સર્વે દિશાઓમા દિનપ્રતિદિન આગળ ને આગળ જ વધતી જાય છે!

લંડનના મારા આડતીઆઓએ મને અનેક વેપારી પેઢીઓની મુલાકાત કરાવી અને વારંવાર ખાણાની મિજબાનીઓ આપી, જેને લઇને એ પ્રજાની મીઠી જબાન, ઉમદા વિચારો, કુશળ વેપારી પદ્ધતિ, ગ્રાહકોને આકર્ષવાની અને પ્રસન્ન રાખવાની નેમની ખુબી, એમના જીવનની સ્ફુર્તિકર્તા વગેરેનો અભ્યાસ કરવાની મારી તમે મળી અને તે જેના એમ લાગ્યુ કે આ ખાનગમા

હિંદુસ્તાનની પ્રજાનો અતિ મોટો ભાગ હજુ ઇંગ્લંડની પ્રજા કરતાં ઘણો જ પછાત છે.

આ સાથે તે પ્રજાની બે મોટી ખામીઓ વિષે પણ ઉલ્લેખ કરવો જોઇએ. અગાઉના મારા આ લેખોમા પણ તે વિષે મે લખેલુ છે. યુરોપની પ્રજાઓમાં શરાબી અને ઇન્દ્રિયો ઉપરના સયમનો લગભગ અભાવ એ બે મોટી ખામીઓ ન હોત તો તે પ્રજાના માનવીઓ સરેરાશ જરૂર સો વર્ષનુ આયુષ્ય ભોગવે એવાં ત્યાના આબોહવા અને લોકસુખાકારી છે. ઠંડા પ્રદેશોમા બીમારીના જીવ-જન્તુઓ બહુ પેદા થવા પામતા નથી, એટલે ચેપી રોગોનુ પ્રમાણ બહુ જ નજીવું છે. ઉપરાંત પ્રજા આરોગ્યના નિયમોને સમજનારી અને તે અનુસાર ચાલનારી છે.

લંડનમા ભારે સંખ્યામા હિંદી વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે અને તેમના જુદા જુદા નિવાસસ્થાનો છે જેમાના કેટલાક જોયા. આજથી બે હજાર વર્ષ પહેલા હિન્દુસ્તાન સસ્કૃતિનુ કેન્દ્રસ્થાન ગણાતું, અને હજારો ગાઉના અંતરથી દેશદેશના કેવા યે વિદ્યાર્થીઓ હિંદુસ્તાનમા શિક્ષણ લેવાને આવતા. આજ તેને બદલે નિર્ધન હિન્દુસ્તાનના વિદ્યાર્થીઓ મોટે ખર્ચે ઇગ્લંડમા શિક્ષણ લેવા જાય છે, અને તેમાથી ઘણાએ અભ્યાસને કોરે મૂકી દઇને ત્યાની ગોરી મહિલાઓ સાથે નૃત્યકળા શીખવા તરફ વધુ ધ્યાન આપે છે. યુરોપના વસવાટ પછી દેશમા પાછા ફરતા યુરોપની ખુશબો અને બદબો બેઉ સાથે લઇ આવે છે. અને ઘણાક તો પોતાની સુખી જીંદગીને ત્યાના ફંદામા ફસાઇ જઇને છિન્નભિન્ન કરીને આવે છે, જેની હકીકતો વાચકને બીજા ઘણા પુસ્તકોમાથી પ્રાપ્ત થઇ શકશે

લંડનમા આખા યુરોપને જાતજાતનો માલ પૂરો પાડનારી અને તેમાથી કરોડો પાઉંડ ચૂસી લેનારી અગણિત ધન ધરાવનારી અનેક પેઢીઓ છે, જેનો વહીવટ એટલી ચોકસાઇથી, નિયમિતતાથી અને સફાઇથી કરવામા આવે છે કે તે જોઇને ચકિત થઇ જવાય.

બ્રિટીશ ઈંડીયા સ્ટીમ નેવિગેશન કંપનીની લંડનની ઓફીસ અમે જોવા ગયા. આ કંપનીની માલિકીની આશરે ૨૦૦ સ્ટીમરો છે અને તે દુનિયાભરના બધા સમુદ્રમાં ફર્યા કરે છે. તેમાં કયે વખતે કઇ સ્ટીમર કયા સમુદ્રમાં કયે ઠેકાણે છે તે આ ઓફીસમાં એક માણસ એક જગ્યાએ બેઠો બેઠો જોઇ શકે છે. એક ટેબલ ઉપર દુનિયાના સમુદ્રમાર્ગોનો એક મોટો નકશો રાખેલો હોય છે, તેના ઉપર જેટલી સ્ટીમરો હોય તેનાં નામ લખેલા નાના નાના વાવટા ટાંકણી વડે જુદે જુદે ઠેકાણે બતાવી રાખેલા હોય. હમેશાં બપોરે ૧૨ વાગે દરેક સ્ટીમરની હિલચાલના ખબર વાયરલેસ તારથી મળે એટલે જે જે ઠેકાણે સ્ટીમર હોય તે તે ઠેકાણે નકશાની રેખાઓ ઉપર તેના નામનો વાવટો ગોઠવાઇ જાય. કોઇ સ્ટીમર ભયમાં હોય ને મદદની જરૂર પડે તો તેને માટે બીજી સ્ટીમરોને ખબર આપવામાં આવે છે કે અમુક રેખા ઉપર મદદ માટે જવું. કેટલી સુંદર વ્યવસ્થા અને કેટલી અજબ બુદ્ધિશક્તિ! આ જ હિસાબે કરોડોનો વહિવટ કરનારી બેંકો તથા બીજી તમામ પેઢીઓનું કામ સુઘડતા અને વ્યવસ્થાથી ચાલે છે. કોઇ પેઢીને વેપારમાં કશું નુકસાન થાય તો બીજી પેઢીઓ તરત તેની સાથે જોડાઇ જાય અને એમ કમાણી કરી પરસ્પરની સગવડો સાચવે.

લંડનમાં મને ઘણાએક વેપારીઓ સાથે સારી ઓળખાણ થઇ. અને તેમના સહવાસથી મને ઘણું યે જાણવા જેવું મળ્યું. વળી હિન્દુસ્તાનના ઘણાક ભૂતપૂર્વ સરકારી અમલદારોની પણ મેં મુલાકાત લીધી. ઇંગ્લેંડની પ્રજામાં કાળી ગોરી ચામડીનો રંગભેદ અવશ્ય છે પણ તે કોલોની (સંસ્થાનો)માં જેટલો પ્રબલ છે તેટલો પ્રબળ ખુદ ઇંગ્લેંડમાં નથી. લંડનમાં શેઠ અંબાલાલ સારાભાઇની બકુભાઇ અંબાલાલ એન્ડ કાં.ના નામની ઓફીસ છે, તેના મેનેજર મિ. ઉદાણી સાથે એક દિવસ મુલાકાત થઇ. તેમણે ઇંગ્લેંડમાં ઇંડિયન ચેમ્બર ઓફ કોમર્સ નામની એક વેપારી સંસ્થા ઉભી કરેલી છે જેમાં હું સભાસદ છું. મિ. ઉદાણીની સાથે મારે વેપારી તથા રાજદ્વારી વિષયો પરત્વે લાંબી ચર્ચા થઇ. રાજ્યદ્વારી બાબતોમાં ભાઇ ઉદાણી હિંદી પ્રજાના હિત

માટે ઘણું સરસ કામ કરે છે, અને ખાસ કરીને દેશી રાજ્યોની પ્રજા ઉપર ગુજરતા જુલમો ઉઘાડા કરવામાં બહુ આગળ પડતો ભાગ લે છે. વેપારને લગતી ચર્ચામાં ભાઇ ઉદાણી પાસેથી મને જાણવા મળ્યું કે ઇંગ્લેંડના વેપારીઓ કોઇ ઠેકાણે આપણને ફાવવા કે આગળ વધવા દે તેમ નથી. જ્યાં સુધી એમના દેશભાઇઓ પાસેથી મળે ત્યાં સુધી કાચો કે પાકો કોઇ માલ તેઓ બીજાઓ પાસેથી લેવા માગતા નથી. બધા માલની સીંડીકેટો તેઓ પોતે જ કરી બેઠા છે. અને આખા યુરોપનું બજાર તેઓના હાથમાં છે. એટલે આપણા વેપારની જીવનદોરી તેમના હાથમાં કહીએ તો ચાલે. પરિણામે આપણા વેપારની દશામાં દિવસે દિવસે સારાને બદલે ખરાબ થવાની આશા રાખવાની છે. સુખે જીવવા ન દે, અને મરવા પણ ન દે, એવી આ [illegible] વેપારી પ્રજા છે, અને તેમની અનુરૂપ આગળ બીજી પ્રજાના માણસો પૈસાનો કે જ્ઞાનનો ગમે તેટલો ફાંકો રાખે તે વૃથા છે.

❧

## પ્રકરણ ૧૧ મું

## પ્રવાસની પૂર્ણાહુતિ

**લંડનમાં ૧૫ દિવસ** રહીને ત્યાંથી અમે ડરબી ગયા. અહિં મેસર્સ જ્યોર્જ ફ્લેચર એંડ કું.નું ખાંડના કારખાનાંઓ માટેની મશીનરી બનાવવાનું જંગી કારખાનું છે. યુગાન્ડાની મારી શુગર ફેક્ટરી માટેની લગભગ ૨૦ લાખ રૂપીઆની તમામ મશીનરી મેં આ પેઢીમાંથી ખરીદેલી છે. મેસર્સ જ્યોર્જ ફ્લેચરની મિજબાનીનો એક દિવસ માટે લાભ લીધો અને ત્યાં રોલ્સ રોઇસ મોટરની ફેક્ટરી જોઇ. તે દિવસે ત્યાં એક ફુટબોલ મેચ રમાતી હતી. તે રમવા માટે બ્રિટિશ પ્રજાનો પ્રિય અને લાડીલો શાહજાદો પ્રિન્સ ઓફ વેલ્સ આવેલ, તેનાં દર્શન કર્યાં. ડરબીથી બીજે દિવસે માનચેસ્ટર ગયા. ત્યાં ઉતારા માટે બહુ અગવડ નડી કેમકે બધી સારી હોટેલો ભરપૂર હતી તેથી એક નાની સાધારણ હોટેલમાં જગ્યા મળી શકી. બીજે દિવસે મેસર્સ પ્લાટ બ્રધર્સનું મિલ એન્જીનની મશીનરી બનાવવાનુ મોટું કારખાનુ જોવા ગયા. તેમને અગાઉથી તાર આપેલો હોવાથી તેમનો મેનેજર અમને મોટર લઇને તેડવા આવેલ હતો.

પ્લાટ બ્રધર્સના કારખાનામાં ૩૨ હજાર માણસો કામ કરે છે. અને એક આખા ગામ જેટલી જગ્યા તે કારખાનાએ રોકેલી છે. અત્યારે તે પેઢી કરોડો પાઉંડની મીલકત ધરાવે છે, અને મીલની મશીનરી જીન તથા ઓપનરો મોટી ગંજ્યામાં

બનાવે છે, અને આખી દુનિયાના દેશોને પૂરાં પાડે છે. મિલ મશીનરીની બનાવટમાં હમણાં તેઓએ એક નવી જાતની લુમ્સની શોધ કરી છે, જેનાથી એક માણસ ૩૦થી ૪૦ લુમો એકી સાથે ચલાવી શકે છે. આ પ્રમાણે મશીનરીમાં થતી નવી નવી ખીલવણીઓ જોઇને પોરબંદરની મારી મીલ માટે મશીનરીનો જે ઓર્ડર આપવા મારી ઇચ્છા હતી તે પણ મુલતવી રાખી, કેમકે નવી શોધખોળનું પરિણામ જોયા પછી તે મશીનરી લેવાથી વધારે ફાયદો થઇ શકે. માન્ચેસ્ટર એ ઇંગ્લાંડના કાપડના ઉદ્યોગનું મુખ્ય ધામ છે, તેથી તેમાં સંખ્યાબંધ કાપડની મિલો છે. તેમાં ઘણીખરી મિલોમાં હાલમાં સુતરાઉ કાપડને બદલે બનાવટી રેશમ (આર્ટિફીશ્યલ સીલ્ક)ની બનાવટનું કામ વધતું જાય છે જેથી રૂની ખપત અગાઉના કરતાં ઓછી થઇ ગઇ છે. ઉપરાંત જાપાનીઝ લોકોની દુનિયામાં દરેક ઠેકાણે હરિફાઇને લઇને ઇંગ્લેંડનો કાપડનો ધંધો પણ દિવસે દિવસે નરમ પડતો જાય છે, પણ એ અક્કલમંદ વેપારી બચ્ચાઓ તેથી હિમ્મત હારી જાય તેવા નથી. કમાણી ઘટવાને કારણે મીલોના 'ગ્રુપ' કરી નાખી એક હથ્થુ ઘણી મીલોનો વહીવટ ચલાવી એ રીતે ખરચમાં કાપકુપ કરતા જાય છે. અને એ રીતે આગળ વધતાં પાંચ-સાત વરસોમાં માન્ચેસ્ટરની બધી મીલો એક જ કેન્દ્ર સત્તાના વહિવટ તળે આવી જાય એવું લાગે છે.

માન્ચેસ્ટરમાં અમને ટરબાઇન એઞ્જીનના બનાવનાર સર નેવલ પરસરના મેનેજરની મુલાકાત થઇ. ખરેખરા વેપારી બચ્ચાઓ તો ઇંગ્લેંડમાં જ જન્મતા હોય એમ લાગે છે. ઇંગ્લેંડની પ્રજાને "Nation of Shopkeepers" (વેપારી પ્રજા)નું જે ઉપનામ આપવામાં આવેલું છે, તે તદ્દન સાર્થક છે. મારે એક ટરબાઇન એન્જીન ખરીદવાની ઇચ્છા હતી, તે મને વેચવા માટે આ ગૃહસ્થે જે વાતચીત કરી તેમાં ખરી સભ્યતા અને ખાનદાન આદમીને છાજે તેવી વર્તણુક નીતરતી હતી. ઘરાકનું મન રંજન કરી તેને પોતાનો માલ કેવી રીતે વેચવો એ કલામાં ઇંગ્લેંડના વેપારીઓ તદ્દન બીનહરિફ છે.

માન્ચેસ્ટરમા આર્ટિફીશ્યલ સિલ્ક બનાવવાની ફેક્ટરીઓ જોવાની અમારી મુરાદ અહીં પણ બીજા દેશોની માફક બર ન આવી

સર નેવન પરમગના મેનેજરે ઇંગ્લેંડથી સ્કોટલેંડ જવા માટે અમને પોતાની મોટરકાર આપી, અને સાથે એક પોતાના માણસને ભોમીયા તરીક પણ મોકલ્યો તેણે અમને ઘણીક જોવા લાયક જગ્યાઓ અને વસ્તુઓ બતાવી સ્કોટલેંડના ડંડી શહેરમા શણની ટ્વીડ મીલો છે તે જોવા અમારી બહુ મરજી હતી અને તે માટે ટ્વીડ મર્ચન્ટ ભલામણો અમે લઇ ગએલા છતા ગમે તેટલી વિનયશીલ અને નમ્ર દેખાતી પણ પોતાના સ્વાર્થ સાધવામા પુરી પાવરધી આ પ્રજાના તે મીલોના માલિકોએ અમોને એ જોવાની રજા આપી નહિ

પણ જ્યારે અમે ત્યા સ્ટીમરો બાંધવાના ડોક ઉપર જોવા ગયા ત્યારે ત્યાના અધિકારીઓએ બહુ જ માનસર સમજ પાડીને બધી વિગત બતાવી ડંડીથી આગળ વધી સ્કોટલંડના ઘણાક મોટા નાના તળાવો જોયા સરોવરની મીઠી ખુશનુમા હવા અને આનંદ મય વાતાવરણમા અમારૂં મન પ્રફુલ્લિત બની ગયુ

અહીં આગળ અમે એક હેરત પમાડે તેવી વસ્તુ જોઇ અહીં ઘેટા અને ગાયોની રખેવાળી કુતરાઓ કરે છે એક વાડો બાંધી લીધેલો હોય તેમા ઘેટા અને ગાય બળદ રહે અને ચરે ફરે અને તે વાડાની ફરતા બે કુતરા ચોકી કરે છે જો કોઇ પણ ઢોરને વાડાની હદની બહાર ન જવા દે અને કોઈ બહાર જાય તો કુતરા તરત તેની પાછળ દોડીને તેને પાછુ વાળે રાહદારીના રસ્તાને એક કિનારેથી બીજે કિનારે ઢોરોને જવાનુ હોય તો પહેલા કુતરાઓ જઇને તપાસ કરી આવે કે કોઇ મોટર તો આવતી નથી પછી બન્ને બાજુથી ભસવા માડે અને બધા ઢોરાને એકઠા કરી સામે પાર લઈ જાય તેમા ઓચિંતી કોઇ મોટર આવે તો એક કુતરો તેના સામે ભસવા માંડે અને બીજો ઢોરોની પાસે જઇને ઢોરોને મોટરના માર્ગમાથી ત્વરિતગતિમાન વેગથી લઇ જાય એ જ પ્રમાણે

મગધા બનમના ખેખાગી પણ કતગમો કરે છે, અને માં પગે તેમને નંબાગીને મેર લ૮ આવે છે. હિંદુસ્તાનમાં માણસો પણ જે કામ આટલી યોગ્યતાથી નથી કરતા તે કામ આ દેશમા કુતરાઓ કરે છે।

ડીથી અમે આગળ ચાલી સ્કોટલેંડના પાટનગર એડીનબર્ગમાં પોંચ્યા. અહિની પુષ્ળ ટડી, મકાન અને ટીંગણા નાના ચગાગા વાળા કપડા પહેરેલા ચપળ માણસો વગેરે જોઇ ખૂબ આનંદ થયો તેમનો બાગ અંગ્રેજ બાગ કરતા ઘણી જુદી છે, અને અંગ્રેજ ઓળખનાર પણ તે સમજી શકે નહિ એડીનબર્ગની પ્રખ્યાત યુનીવર્સીટી બહુ જુના વખતની છે. તેનુ મકાન ઈ. સ. ૧૭૮૯ની સાલમા બાંધવામાં આવેલુ. વૈદ્યકીય શિક્ષણ માટે આ યુનીવર્સીટી વિખ્યાત થયેલી છે. અને તેમા પુષ્કળ હિંદી વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. તેમનુ નિવાસસ્થાન અમે જોવા ગયા. પહેરવેશ અને રીતભાતમા આ વિદ્યાર્થીઓ અંગ્રેજોનુ પુરૂ અનુકરણ કરનાર છે પણ તેમનામા અમને કશી સભ્યતા કે વિવેક દીઠામા આવ્યા નહિ અને કોઇએ ન પૂછ્યુ કે તમે ક્યાથી આવો છો ને કોણ છો. ઘણાખરા વિદ્યાર્થીઓ બિલીઅર્ડ અને પ્રોજમા મશગુલ થઇ ગએલા હતા અને બગડા પાડતા હતા, તે જોઇ કાઠિયાવાડના કોઇ ગામડાના ચોગાનું સ્મરણ થયું હતું કોઇ કોઇ અઘટ અસભ્ય શબ્દો પણ બોલતા હતા. ભોજનમા પણ ચાર નિવાસગૃહમાં અમે આવી વસ્તુસ્થિતિ જોઇ હતી સાંજ પડે, એટલે બગીચામાં કોઇ ગોરી રમણીને લઇને છેલબટાઉની માફક ફરના નીકળી પડનાર અને હિંદુસ્તાનની ઇજ્જત વધારનાર (!) આ વિદ્યાર્થીઓની સ્વચ્છંદી રીતભાત જોઇને ખેદ થયો.

એડીનબર્ગમા જે 'વોર મેમોરીઅલ' અમે જોયુ તેવુ આખા યુરોપમા બીજા કોઇ દેશમા દીઠું નહિ. એ 'મેમોરીયલ' આરસના પથ્થરમા કોતરી કાઢેલુ છે. કઇ સાલમા બ્રિટીશ લશ્કર ક્યા લડ્યુ, એ લડતમા તેને શુ દુઃખ પડ્યુ, કેટલા સીપાઈઓનો ભોગ અપાયો, દુશ્મનો કેવા નબળા હતા, ને તેમણે કેવી હાર ખાધી

અને પોતે કેવી બહાદુરી બતાવી તેનો પુરો ચિતાર અનેક રૂપમાં બતાવવામાં આવેલો છે. બીજું ત્યાંનું મ્યુઝીઅમ યુરોપના બીજા કોઇ દેશમાં જોયેલાં મ્યુઝીઅમો કરતાં ચડીયાતું છે. તેના સંગ્રહમાં દુનિયાની કોઇ ચીજ ર્હ્રુ થવી બાકી નહીં રહી હોય. ઇગ્લેંડમાં પહેલેથી આજ સુધી જેટલી મશીનરી બનતી આવી છે તેના નાના નાના નમુનાઓ બનાવી રાખી મૂકેલા છે, અને તેમાં સુધારા વધારા થતા ગયા તે પણ બતાવવામા આવેલા છે. પુસ્તકો કે લેખો વાંચીને જ્ઞાન સહેલાઇથી પ્રાપ્ત થાય છે તેનો પ્રત્યક્ષ પુરાવો આ મ્યુઝીયમ પૂરો પાડે છે. અને તેમાંનાં સુંદર ચિત્રો ઇટાલીઅન ચિત્રકલાની સાથે હરિફાઇમાં ઉભાં રહી શકે તેવાં છે.

એડીનબર્ગ પછી સ્કોટલેંડના વેપારનું મુખ્ય ધામ ગ્લાસગો જોયું. આ ગામ જાણે આખું લોઢાનું જ ગામ હોય તેવું લાગે છે. ત્યાં આગળ તરેહ તરેહની મશીનરી, એન્જીનો, સ્ટીમરો, ખાંડના કારખાનાંના સંચાકામ વગેરે બનાવવાનાં રાક્ષસી કારખાનાંઓ છે. ગ્લાસગોમાં અમે ચાર દિવસ રહ્યા, અને ત્યાંથી પાછા લંડન જતાં રસ્તે જતાં દુનિયાની સાત અજાયબીઓમાંની એક અજાયબી સમાન ગણાતો ટેમ્સ નદીનો ત્રણ માઇલનો વાંકો પૂલ પસાર કર્યો. ૧૮૭૯ની સાલમાં એક વાર આ પૂલ તૂટી જતાં ઉપરની આખી ટ્રેન તમામ ઉતારૂઓ સાથે પાણીમાં ડુબી ગઇ હતી. ત્યાર પછી ૧૮૮૨માં આ પુલ ફરી બાંધવામાં આવેલો છે. લંડન પાછા પહોંચી લંડનવાસીઓનાં મોજશોખના ધામ બ્રાઇટનની ઉડતી મુલાકાત લીધી. દોઢ લાખની વસતિવાળા આ શહેરમાં હાલની છેલ્લી ઢબના આનંદવિનોદ અને રમતગમતનાં તમામ સાધનો સુલભ છે, અને ત્યાંની આબોહવા વધારે ગરમીવાળી હોઇને મોટી મોટી ક્રિકેટ મેચ દર સાલ ત્યાં ખેલવામાં આવે છે. અહીં એક "ઇંડિયન વૉર મેમોરિયલ છે" તે જોયું, કલાકના ૧૨૦ માઇલની ઝડપે ચાલતી મોટર બોટની સફરનો આનંદ લીધો, અને તે જ સાંજે પાછા લંડન આવી પહોંચ્યા.

હવે મારો આ પ્રવાસ પૂરો થવાઆવ્યો હતો અને આફ્રિકા પાછા ફરવાનો વખત નજીક આવતો હતો. તા. ૧લી ઓક્ટોબર ૧૯૨૯ના રોજ લંડનથી ન્વાના થઇ પેરીસ આવ્યા. ત્યાથી આલપ્સના પહાડોની હારમાળા જોતા જોતા આગળ વધતા રસ્તે ઇટાલીના અનેક મનોરમ્ય શહેરો અને ગધકના પહાડોમાથી પસાર થતા અમે ઇટાલીના જીનોવા બંદરે આવી પહોચ્યા. જે સ્ટીમર છ. મેડીનીમા હુ મોમ્બાસાથી યુરોપ આવવા નીકળેલો તે જ સ્ટીમરમા આ બદરેથી સામાન ચડાવી દીધો, અને જ્યા રીઝર્વ કરાવી અને અમે ત્યાથી રેલ્વે રસ્તે ફરી પાછા રોમ અને રોમથી નેપલ્સ ગયા. આ વેળા મારી સાથે મારી ફેકટરી માટે ઈંગ્લેંડથી રોકેલ એક અંગ્રેજ કેમિસ્ટ મી. પોવીસ હતા. નેપલ્સ આવી ત્યાથી બીજે દિવસે ઇટાલીના પ્રખ્યાત સિસિલીઝ ટાપુઓ જોવા માટે સ્ટીમરમા બેસીને ગયા. આ ટાપુઓ પણ જુદા જુદા ટાપુના એક 'ગ્રુપ' જેવા છે, અને ત્યા એક ટાપુ પરથી બીજા ટાપુ ઉપર જવા અને ફરવા માટે રેલ્વે ટ્રેનની બુદ્ધિને હેરત પમાડે તેવી અજબ ગોઠવણ કરેલી છે. આખી ટ્રેન ટાપુને કિનારેથી એક સ્ટીમરમા ચડી જાય અને બીજા ટાપુને કિનારે પાછી ઉતરી જાય અને બરાબર પાટા ઉપર ગોઠવાઇ જાય ને ચાલવા લાગે એટલી મોટી ટ્રેન બોટમા ચડે કે ઉતરે તે વખતે બોટ એક ઇંચ પણ ઉંચી નીચી થાય નહિ કે ઉતારૂઓને લેશ પણ આચકો લાગે નહિ. આસાનીથી સુતા સુતા ખુરશીથી ટ્રેન સ્ટીમરમા અદલા-બદલી કરવાની બિલકુલ તકલીફ વગર ઉતારૂઓ એકથી બીજા ટાપુમા આ રીતે ફરી શકે છે. શારીરિક સુખ સગવડો માટે તો યુરોપની પ્રજાએ કોઇ પણ હીકમત બજાવવી બાકી રાખી નથી. પાર્થિવ સુખો માટે તો યુરોપને આ જગત ઉપરના સ્વર્ગની ઉપમા આપવામા અતિશયોક્તિ ન ગણાય.

સિસિલીઝથી પોર્ટ સૈયદ પહોચ્યા, ત્યાથી સ્ટીમરમા બેઠા, અને વળતા સુએઝ કેનાલનમાથી પસાર થયા. આ આ નહેર ખોદી સમુદ્ર પ્રવાસની એક મોટી અગવડ દૂર કરનાર વિખ્યાત ફ્રેંચ

ઇજનેર લેસેપ્સ પોતાનું નામ અમર કરી ગયો છે. તેનું એક બાવલું બનાવીને અત્રે મુકવામાં આવેલું છે અત્યારે એ કેનાલનો વહિવટ બ્રિટિશ સરકારના હાથમાં છે, પણ તેની ઓફિસ પારિસમાં છે અને તેમાંથી પસાર થતી ટ્રેફિક સ્ટીમરના ટન ઉપર તે દેશનો કર લાગે છે સુએઝ નાવથી આગળ વધી જે રસ્તે યુરોપ જતી વેળા પ્રવાસ કર્યો તે જ રસ્તે પાછા ફરી તા ૨૫ મી ઓક્ટોબરના રોજ મોમ્બાસાને કિનારે પગ મુક્યો અમેરિકા ચીન અને જાપાન પણ જવાની મારા દિલમાં ઉમેદ હતી, પણ તે આ વખતે મુલતવી રાખવી પડી. ઇશ્વર ઇચ્છા હશે તો ભવિષ્યમાં કોઈવાર એ ઉમેદ બર આવશે.

મારા પ્રવાસની હકીકત અહીં સંપૂર્ણ થાય છે

મારી આ લેખમાળામાં જે યુરોપની પ્રજાની વિશેષ પડતી તારીફ કરી નાખી છે, અને હિન્દુસ્તાનને ઉતારી પાડવા જેવું લખ્યું છે, તેમ કોઈ વાચનારના દિલમાં થાય તો તે માટે એક ખુલાસો કરી દેવાની જરૂર છે. યુરોપના ખોટા ભપકા અને ભભકાના પ્રકાશથી હું અંજાઈ કે મોહાઈ ગયો તેમ નથી છતાં યુરોપની પ્રજાઓ હિંદુસ્તાનની પ્રજા કરતા અનેક રીતે સર્વ ક્ષેત્રોમાં ઘણી આગળ વધેલી છે એ વાત નિશ્ચય છે એ બધી બાબતો બતાવી તે માર્ગે મારા દેશભાઈઓ પણ અનુસરે અને પોતાનો પ્રમાદ ત્યાગી દેશની ઉન્નતિ માટે કમર કસે એ જ મારા લખાણનો ઉદ્દેશ છે.

યુરોપ અને હિંદુસ્તાનની સરખામણી કરતા મને એક વસ્તુ ખાસ સુઝી આવી છે તે એ કે યુરોપની આખી પ્રજા કર્મવાદી છે, જ્યારે હિંદુસ્તાનની પ્રજા ધર્મવાદી છે, અને તે ધર્મવાદ પણ અત્યારે એના દુર્ભાગ્યે અવળે માર્ગે ચડી ગએલો છે યુરોપના દેશોમાં જ્યારે ધર્મના ઝગડાઓ ચાલતા હતા ત્યારે દેશની આગવી આબાદી નડતી માર્ટિન લ્યુથર જેવા ધર્મોદ્ધારકે યુરોપને પ્રોટેસ્ટંટ ધર્મ શીખવ્યો, અને ધર્મની સંકુચિતતામાંથી પ્રજાને મુક્ત કરી ત્યારથી તે માર્ગે લોકોની જે શક્તિઓ નકામી ખરચાઇ

જતી હતી તે વેપાર, ઉદ્યોગ, વિદ્યા, સાહસ અને સંસ્કૃતિના ઉન્નત માર્ગો તરફ વળી ત્યાંથી ઉત્તરોત્તર યુરોપના દેશોની ચડતી થતી રહી છે. સ્પેઈન ધર્મની સંકુચિતતાનો ત્યાગ બહુ મોડે સુધી કરવા તૈયાર નહોતું, તેથી તેની ઉન્નતિ એટલી મોડી થઇ, પણ આજે એમાંથી તેનો ઉદ્ધાર થઇ રહ્યો છે. તુર્કસ્તાન જેવો દેશ પણ જ્યારે ધર્મના સાંકડાપણાને વેગળું કરી શક્યો, ત્યારે જ ઉંચે મસ્તકે ઉભો રહી શકે તેવો થયો છે. જ્યારે હિંદુસ્તાન હજુ ધર્મના નામે ઝગડા અને તોફાનોનો ત્યાગ કરી શક્યું નથી. ખરો ધર્મ તો તારે, ડુબાડે નહિ. ભારતવર્ષનો ધર્મવાદ જો સાચો હોત તો તેની આજે હાલની જેવી બુરી દશા ન હોત, પણ કેવળ ખોટો મમત, વ્હેમ, દ્વેષ અને એવા બીજા અનેક અનિષ્ટ તત્વોને ધર્મનું નામ આપી તેની પાછળ ખુવાર થવામાં હિંદુસ્તાનની ઉન્નતિ અટકી રહી છે. હિંદુસ્તાનમાં સાત કરોડ મુસલમાનોની વસતિ છે. તેઓ પોતાને પ્રથમ મુસલમાન કહેવડાવશે અને પછી હિંદી. પણ વિચાર કરીને જોશે તો તેઓ સમજશે કે તેઓ પહેલા હિંદી અને પછી મુસલમાન છે. તુર્કી, ઇરાન ઇજીપ્ટ અને અફઘાનસ્તાનમાં પણ મુસલમાનો છે. તેઓ પોતાને તુર્ક, ઇરાની મીસરી અને અફઘાન કહેવડાવે છે. તે જ હિસાબે હિંદના મુસલમાનો હિંદી છે. સેંકડો વર્ષો થયા હિંદ તેમનું માદર વતન બની રહેલ છે. તેમની ચડતી પડતી સમગ્ર હિંદ દેશની ચડતી પડતી સાથે નિસબત ધરાવે છે. અત્યારે એ સાત કરોડ મુસલમાનો હિંદને તજીને દુનિયાના બીજા કોઇ દેશમાં વસવા જાય તો તેમને ઉભા રહેવાની પણ જગ્યા કોઇ ઠેકાણે મળે તેમ નથી. હિંદના હિતમાં જ તેમનું હિત છે, એમ સમજીને હિંદુભાઇઓ સાથે હાથ મીલાવીને જ્યાં સુધી ઇસ્લામી બીરાદરો પણ દેશના ઉદ્ધાર માટે સખત પ્રયાસ નહિ કરે ત્યાં સુધી આખી ૩૩ કરોડ હિંદી પ્રજાનો છૂટકારો નથી. ધર્મ તો ઇશ્વરની સાથેના આત્માના સબંધની વાત છે, રોટલીની સાથે ધર્મને સીધો સબંધ નથી. આ જ હકીકત હિંદુભાઇઓને પણ લાગુ પડે છે. તેઓ પણ પોતાના અંદર અંદરના સાંકડા ધર્મના વાડાઓ ત્યાગીને પરધર્મીઓ સાથે એકતા સાધી કાર્ય નહિ

કરે ત્યાં સુધી દેશની મુક્તિ મળવી શક્ય નથી. અત્યારે કર્મયુગનો જમાનો છે. ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને જે કર્મવાદનો ઉપદેશ કરેલો છે, તે ઉપદેશ અત્યારે કાયમાં મૂકવાનો ખરો વખત છે.

એથી મારી લેખમાળામાં કોઇ ઠેકાણે મેં હિંદી ભાઇઓની અત્યારની અધમ દશા વિષે કાંઇ ઉલ્લેખ કરેલા છે તે કેવળ ઉપરી લાગણીઓથી પ્રેરાઇને જ. મારા સ્વદેશ, માતૃભૂમિ પ્રત્યે કોઇ પ્રકારના તિરસ્કારથી નહીં જ, એટલી દરેક વાંચક મનમાં ખાતરી રાખે, કેમકે આફ્રિકામાં કે યુરોપમાં ગમે તેવા સંજોગો અને સ્થળોમાં વિચરતાં એક વસ્તુ મારા દિલમાંથી ક્ષણ ભર પણ દૂર થઇ શકી નથી કે:—

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ।

વંદેમાતરમ્.

ॐ